આચાર્ય શ્રી વિજયકમલસૂરી કૃત.

# જીનગુણ સ્તવનાવલી.

## ભાગ બીજો.

સ્તવનાવલી તથા અષ્ટ પ્રકારી પૂજા તથા
મુનિમહારાજ શ્રી મુક્તિ વિજયજી ગણી
( અપર નામ શ્રી મુલચંદજી મહારાજ )
નો સ્વર્ગવાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
દેશ દક્ષીણ મુ૦ યેવલા નિવાસી,
શા. રંગિલદાસ દેવચંદના તરફથી શા. સુમતી-
લાલ ભાકચંદભાઇ તથા શા. શાંતિલાલ
ભાકચંદ ભાઇ.

આવૃતિ બિજી-નકલ ૧૦૦૦.
સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.
શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે
છાપી.-પાંચકુવા નવાદરવાજા-અમદાવાદ.

કિંમત અમુલ્ય. ( શ્રી )



श्रीमद् मुक्तिविजयजी गणीना शिष्य
आचार्य श्री विजयकमलसूरीश्वरजी.

लक्ष्मी आर्ट, भायखळा, मुंबई

આચાર્ય શ્રી વિજયકમલસૂરી કૃત.

# જીનગુણ સ્તવનાવલી.

## ભાગ બીજો.

સ્તવનાવલી તથા અષ્ટ પ્રકારી પૂજા તથા
મુનિમહારાજ શ્રી મુક્તિ વિજયજી ગણી
( અપર નામ શ્રી મુલચંદજી મહારાજ )
નો સ્વર્ગવાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
દેશ દક્ષીણ મુ૦ યેવલા નિવાસી,
શા. રંગિલદાસ દેવચંદના તરફથી શા. સુમતી-
લાલ ભાકુચંદભાઇ તથા શા. શાંતિલાલ
ભાકુચંદ ભાઇ.

આવૃત્તિ બિજી—નકલ ૧૦૦૦.
સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.
શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે
છાપી.—પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

કિંમત અમુલ્ય. ( ફ્રી )

સર્વે જૈન સાધર્મિ ભાઇઓને વિદિત કરવામાં આવે છે કે, મેં મારી અલ્પ બુદ્ધિ મુજબ પ્રયાસ કરીને આ જીનગુણ સ્તવનાવળી નામનો ગ્રંથ બનાવ્યો છે તે સર્વ જૈન બંધુઓને વાંચવા લાયક છે આથી કે તેમાં ચતુર્વિંશતિ જીનની સ્તુતી, જીનગુણ ગર્ભિત તથા આત્મગુણ ગર્ભિત છે, વળી દિક્ષા ઉત્સવ તથા સમવસરણની રચના અધિકાર પણ સ્પષ્ટ રીતે દર્શાવેલો છે.

પૂર્વના મહાન પુરૂષો પદ્યબંધ તથા ગદ્યબંધ ચરિત્રો રચીને જીનગુણની સ્તવના કરી ગયા છે તે જોતાં મનમાં આશ્ચર્ય થાય છે કે તેમની બુદ્ધિ અને જ્ઞાન કેવું હશે ? વળી તેમનુ આસ્તિકપણુ પણ અત્યંત હશે ત્યારેજ એવા અપૂર્વ અને અમૂલ્ય ગ્રંથો ભવ્ય જીવોના હિત અને ઉપકારને અર્થે કરી ગયા છે. વળી તેજ મહાન પુરૂષોએ કહ્યું છે જે " શુભેયથા શક્તિ યત નિયં " એટલે શુભ કાર્યમાં યથા શક્તિ ઉદ્યમ કરવો તે અમૂલ્ય વચનને યાદ કરીને પોતાને ભવ ભ્રમણ ઓછું કરવા સારૂં મે આ અભ્યાસ પ્રથમ પહેલો શરૂ કર્યો છે. હું કાંઇ મોટો પંડિત નથી તેમ પિંગલ પાઠ પણ ભણ્યો નથી, ફક્ત ભક્તિના અંગથી બીજા સ્તવનોની દેખીએ ઉપરથી આ સ્તવનાવળીની રચના કરી છે. આ ગ્રંથ રચતાં મારી અલ્પ બુદ્ધિથી જે કાંઈ અક્ષર ઓછો અધિક લખાણો હોય તે વિદ્વાન પુરૂષો મારા ઉપર કૃપા દ્રષ્ટિ રાખીને સુધારી લેશો, અને મારો ગુનો ક્ષમા કરશો. જે મોટાના ગુણ ગાયા એજ મારે મોટો લાભ છે.

---

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૬ | સંપદારે. | સમ્પદારૈ |
| ૨ | ૨૧ | બની | એની |
| ૩ | ૯ | પરા | પર |
| ૩ | ૧૦ | બાહિ ગહીને | બાહિગ્રહીને |
| ૪ | ૧૨ | પાસ | પોશ |
| ૬ | ૯ | ભોઢાણુમાં. | ઓઢાણુમાં |
| ૬ | ૧૧ | જશવંત | જયવંત. |
| ૬ | ૧૯ | જશવંત | જયવંત |
| ૮ | ૧૧ | અંનરાયારે | અંતરાયારે |
| ૯ | ૭ | કમના | કામના |
| ૯ | ૨૧ | આચરા | અચિરા. |
| ૧૦ | ૧ | ગજો. | ગર્ભે. |
| ૧૧ | ૧૦ | ઓછે | આછે |
| ૧૧ | ૧૧ | તુજયશાયથી | તુજપસાયથી |
| ૧૨ | ૮ | ગલી | વળી. |
| ૧૨ | ૮ | ડુમચનો | ડુમસનો |
| ૧૨ | ૮ | ડુમચનો | ડુમસનો |
| ૧૩ | ૨૧ | અક્ષર | અક્ષય |
| ૧૪ | ૧૪ | કંકર છું | કિંકર છું |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૧૭ | મુતિ | મુર્તિ |
| ૧૫ | ૧૩ | ઉતમકુલ | ઉતમકુલે |
| ૧૫ | ૧૩ | જીને | જીરે. |
| ૧૬ | ૧૮ | મજ | મુજ |
| ૧૭ | ૧૮ | વિષયો | વિષયે |
| ૧૭ | ૧૮ | વહ્યા | વાહ્યા |
| ૧૮ | ૧૨ | મહાદેયમેં | મહાદેય મેં |
| ૧૮ | ૧૭ | હશે | હવે |
| ૨૦ | ૪ | પદ્મ પ્રભુ | પદ્મ પ્રભુ |
| ૨૩ | ૧૧ | અગલુહણું | અંગલુહણું |
| ૨૩ | ૧૩ | શીરપુહનગર | શીરપુરનગર |
| ૨૫ | ૧૬ | તુજ | મુજ |
| ૨૬ | ૮ | આશ | આશા |
| ૨૬ | ૧૮ | દેરડી | દેહ |
| ૨૭ | ૧૭ | વાલી | વલી |
| ૨૮ | ૭ | આરિમે | આરીસે |
| ૨૮ | ૧૫ | વ'દન | વદનં |
| ૨૮ | ૧૬ | વંદન | વદનં |
| ૨૮ | ૧૯ | શિલોચાગ | શિલોચ્ચય |
| ૨૯ | ૧ | વસ | વસં |
| ૨૯ | ૨ | વ્યનિ | વ્યાનિ |
| ૩૦ | ૨ | સદાતિ | સદ્ગતિ |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦ | ૧૨ | કાચ | કાય |
| ૩૧ | ૧ | તમ | તુમ |
| ૩૧ | ૨ | વિશ્રરામ્યા | વિસરામ્યા |
| ૩૨ | ૬ | એનો | એતો |
| ૩૨ | ૭ | ન્યુંલીનો | જ્યુંલીનો |
| ૩૩ | ૨ | બિરનામી | શિરનામી |
| ૩૩ | ૧૨ | મૂછાલ | મૂછાલા |
| ૩૩ | ૧૪ | સુણુની | ગુણુના |
| ૩૪ | ૩ | સુત્રતજી | સુત્રતજીન |
| ૩૪ | ૩ | ભ્રગપુર | ભ્રગુપુર |
| ૩૪ | ૭ | પુરભવ | પુરવભવ |
| ૩૭ | ૧૫ | કમળ | કમઠ |
| ૩૭ | ૧૫ | હેઠેથી | હઠી |
| ૩૭ | ૧૮ | કાલ | કાલે |
| ૩૮ | ૧૮ | નાર | નાલ |
| ૩૯ | ૮ | દુઃખ | સુખ |
| ૩૯ | ૯ | અતિહારજ | પ્રાતિહારજ |
| ૩૯ | ૧૧ | જીલધીરજી | જલધીરજી |
| ૪૧ | ૮ | માધો | ચાલો |
| ૪૧ | ૧૯ | ગણુસીવના | ગુણુસીવના |
| ૪૨ | ૫ | ગામ | હાથ |
| ૪૨ | ૧૧ | વાદ | નાદ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૪ | ૧ | વિશે | વિચે |
| ૪૫ | ૬ | ભયકર | ભયંકર |
| ૪૬ | ૩ | વનિતા | વિનિતા |
| ૪૭ | ૩ | રોહની | રોહિણી |
| ૪૭ | ૨૬ | પમીયારે | પામીયારે |
| ૪૮ | ૧૧ | આશ્ચર્ય | આશ્રય |
| ૪૯ | ૧૬ | પભુ,ને | પ્રભુ,ને |
| ૪૯ | ૧૯ | પગુ | મંગુ |
| ૫૦ | ૧૬ | બીજા | બુઝયા |
| ૫૧ | ૧૦ | ફેરવ્યા | ફોરવ્યા |
| ૫૨ | ૧૨ | ચરણે | ચરણુ |
| ૫૨ | ૮ | દુંદભીરો | દુંદભીનસો |
| ૫૩ | ૭ | પરોપધિની | પરોપાધિની |
| ૫૩ | ૭ | પાચેલ | જામેલ |
| ૫૩ | ૧૦ | પ્રમાણ | પ્રણામ |
| ૫૪ | ૧ | કલ્પી | કરપી |
| ૫૪ | ૩ | પૂર્વમાણુ | પૂર્વમાણુ |
| ૫૪ | ૧૭ | મજતા | મગ્નતા |
| ૫૫ | ૫ | નથી | નવિ |
| ૫૬ | ૧૯ | મહોલામા | મહેલમાં |
| ૫૬ | ૨૦ | ચતુષ્ટથી | ચતુષ્ટયો |
| ૫૭ | ૧૨ | મોહતા | મોહંતા |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૮ | ૮ | આવ્યા | આવિયા |
| ૫૯ | ૪ | પાડશે | પડશો |
| ૫૯ | ૧૧ | અશોકે | અશોક |
| ૬૧ | ૨૧ | પાંસને | પાંચને |
| ૬૨ | ૧૦ | જયત | જયંત |
| ૬૨ | ૧૬ | અહોરતે | અહોરાતે |
| ૬૩ | ૨૨ | સેરારે | સેવારે |
| ૬૫ | ૩ | વદ | શુદ |
| ૬૫ | ૧૨ | પાશ્વ | પાર્શ્વ |
| ૬૬ | ૨૦ | શાવ | શિવ |
| ૬૭ | ૫ | રાજ્ય | રાજ્યે |
| ૬૭ | ૬ | વારે | સવારે |
| ૬૮ | ૨૨ | જીવધર્મ | જિનધર્મ |
| ૬૯ | ૫ | કરી | કારી |
| ૬૯ | ૧૮ | શોભાવશે | શોભાવશે |
| ૭૭ | ૨ | ભરીયા | ભાવિયા |
| ૭૭ | ૬ | સરણ | ચરણ |
| ૭૭ | ૯ | લાણી | પાણી |
| ૮૩ | ૧૨ | આતમરણે | આતમમરણે |
| ૮૩ | ૧૬ | નિકારી | નિવારી |
| ૮૬ | ૧૫ | ધસનાર | ધનસાર |
| ૮૬ | ૧૯ | પામયા | પામિયા |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૮ | ૧ | ભગવાના | ભગવાન |
| ૮૮ | ૭ | ધપપુજા | ધુપપુજા |
| ૮૯ | ૫ | દહેરે | દહોરે |
| ૯૦ | ૪ | કેવણ્ | કેવલ |
| ૯૧ | ૫ | શત્રુજય | શત્રુંજય |
| ૯૪ | ૩ | પિગમાઈયારં | પિમાઈયારંગુ |
| ૯૪ | ૭ | સુસંવર | સુસંવરં |
| ૯૪ | ૨૨ | સખ | સુખ |

## શ્રી પદ્મપ્રભુજીનું પ્રતીષ્ટાનું સ્તવન.

શ્રી પદ્મપ્રભુ જિનગુણ નિધિરે લાલ, સુખ સંપતિનો હેતુરે હું વારિલાલ; જ્ઞાન મહોદય ગુણ ભર્યારે લાલ, ભવસાયરનો સેતુરે હું વારિલાલ. શ્રી પદ્મપ્રભુ જિનગુણ નિધિરે લાલ ॥૧॥ એ આંકણી॥ પાબલ નગરે શોભતારે લાલ, દક્ષિણ દેશ મોઝારરે હું વારિલાલ; યાત્રા કરી મન રંગરયુંરે લાલ, વરત્યો જયજયકારરે હું વારિલાલ. શ્રી૦ ॥૨॥ વરઘોડા ઘણા ઠાઠથીરે લાલ, નિકળ્યા નગર મોઝારરે હું વારિલાલ; જૈન ધર્મની અનુમોદનારે લાલ, લોક કરે હારોહારરે હું વારિલાલ. શ્રી૦ ॥૩॥ સંવત ઓગણીશે સહીરે લાલ, છોતરની સાલરે હું વારિલાલ; પાબલમાં પ્રતીષ્ટા કરીરે લાલ, સોમવારે શ્રીકારરે હું વારિલાલ. શ્રી૦ ॥૪॥ માગશર વદી પાંચમ દિનેરે લાલ, પદ્મપ્રભુ મહારાજને હું વારિલાલ, પાબલ સંઘે સ્થાપિયારે લાલ; સાર્યા વાંછિતકાજરે હું વારિલાલ. શ્રી૦ ॥૫॥ આજ મહોદય મેં લહ્યોરે લાલ, તુઠાશ્રી જિનરાજરે હું વારિલાલ; દર્શન કરિ સુખ પામિયોરે લાલ, ફલિયા વાંછિત કાજરે હું વારિલાલ. શ્રી૦ ॥૬॥ મુક્તિવિજય મહારાજનારે લાલ, ગુણગણનો નહીં પારરે હું વારિલાલ; કમલવિજય સુખ સંપદારે લાલ, લહિયે પ્રભુ ઉપગારરે હું વારિલાલ શ્રીપદ્મપ્રભુ જિનગુણ નિધિરે લાલ.॥૭॥ સંપુર્ણ.

इतिश्री पद्मप्रभु जिन प्रतिष्टा स्तवन.

---

## શ્રી પાબલમાં પ્રતીષ્ટા ઓછવની ગુંહલી.

એની મોરી સુગુરૂ પધાર્યા આજ કે રંગ વધામણારે લોલ;
એની મોરી પાબલ ગામે પ્રતિષ્ટા ઓછવ અતિ ઘણારે લોલ. ૧.

એની મોરી કહું સંક્ષેપથી તેહકે સજન સાંભલોરે લોલ,
એની મોરી સુણતાં હર્ષ અપાર કે ટલે ભવ આંમલોરે લોલ. ૨
એની મોરી માગશર શુદી તેરસ દિન આડંબર ઘણોરે લોલ,
એની મોરી પ્રતીષ્ટા ઓછવ કુંભને પધરાવવા તણોરે લોલ. ૩
એની મોરી ઘોડ નદીથી વાજાં ઈંગ્રેજી આવિયારે લોલ,
એની મોરી મુંબઇ નગરથી રથ રૂપાનો લાવીયારે લોલ. ૪
એની મોરી પુના શહેરથી કલશ રૂપાના લાવીયારે લોલ,
એની મોરી છડી ચામરને પાલખી, તે પણ આવીયારે લોલ. ૫
એની મોરી માગશર વદીની ત્રીજે આડંબર ઘણોરે લોલ,
એની મોરી વરઘોડો ચડયો એકકે જલયાત્રા તણોરે લોલ. ૬
એની મોરી માણસનો ઘણો ઠાઠ કે નવિજાયે કહ્યોરે લોલ,
એની મોરી રથ પાલખીની શોભા જોઇ મન ગહગહ્યોરે લોલ. ૭
એની મોરી તલે ગામ પુનાની ટોલીયો લાવિયારે લોલ,
એની મોરી માગશર વદીની પાંચમે પ્રભુ પધરાવીયારે લોલ. ૮
એની મોરી ઓગણીશે એકોતેર સાલ તે વરણવુંરે લોલ,
એની મોરી પ્રતીષ્ટા ઓછવ કેરી શોભા શી કહુંરે લોલ. ૯
એની મોરી પદ્મ પ્રભુજી મહારાજને તખ્તે બિરાજીયારે લોલ,
એની મોરી પાબલ ગામના સંઘનાં દુઃખ સવિ ભાંજીયારે લોલ. ૧૦
એની મોરી માણસ બે હજારથી ત્રણ સોની થયુંરે લોલ,
એની મોરી નોકારશી થઇ દશકે નવિજાયે કહ્યુંરે લોલ. ૧૧
એની મોરી મુક્તિવિજય મહારાજનાં શિષ્ય પધારિયારે લોલ,
એની મોરી કમલવિજય લાભવિજયને સાથે લાવીયારે લોલ. ૧૨

એની મોરી શી કહું ઝાઝી વાતકે સ્વર્ગ સુખ સાંભરેરે લોલ,
એની મોરી ગુરૂપસાયથી કમલવિજય ગુંહલી કરેરે લોલ. ૧૩

इतिश्री प्रतिष्टा ऊछवनी गुंहली समाप्त.

---

## ઘોઠા નદીમાં શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

પ્રભુપાસજી પ્રગટ પ્રભાવી તુજમુર્તિ મુજમન ભાવીહો મનમોહના જિનરાયાપ્રભુ ત્રેવીસમા જિનરાયા તુજનામથી નિર્મલ કાયા,હોમન મોહના જિનરાયા ॥૧॥ અષ્ટકરમના ઝગડા જિત્યા, તુજને વિતક ઘણા વિત્યા હોમન. થયા લોકાલોક નિવાસી,તુજ આશીભાવ ગયો નાશી હોમન.॥૨॥ મુજ અંતર તાપ નિવારો, કરો એટલો પરા ઉપગારો; હોમન. વલી બાંહિગહાંને તારો, ભવભવના દુખડાં વારો; હોમન. ॥૩॥ તુમે દક્ષિણ દેશે રાજો ઘોડ નદી નગરે વિરાજો; હોમન તુમ યાત્રા કરી સુખ લીધો, મનવંછીત કાર્ય કિધો; હોમન. ॥૪॥ પૂજા આંગી રચી સુખકારી, જિનશાસનની બલીહારી; હોમન. જબ દેખ્યો તુમ દેદાર, તત્ર વરત્યો જયજયકાર; હોમન. ॥૫॥ શ્રી બુદ્ધિવિજય ગુરૂરાયા, તસ શીષ્યમુક્તિપદ ધ્યાયા; હોમન. કહે કમલ વિજય સુખકારી, પ્રભુપાસ અરજ સુણો મહારી; હોમન. ॥૬॥

इतिश्री पार्श्वनाथजीनुं स्तवन संपूर्ण ॥

---

## શ્રી ગોડી પાર્શ્વનાથજીનું સ્તવન.

ગોડીજીતોરા ચરણકમલકી રે એ આંકણી.

હું ચાહું સેવા પ્યારી, તો નાસે કર્મ કટારી;ભવભ્રાંતિ મિટગઇ

સારી, ગોડીજીતોરા ચરણુકમલકીરે. ॥૧॥ પ્રભુચોત્રીશ અતિસય ધારી, વાણી ગુણુ પાંત્રીસ પ્યારી; જિનશાસનકી બલીહારી, ગોડીજી૦ ॥૨॥ પ્રભુ મુંબઇ નગર વિરાજે, ભવિજીવના સંશય ભાંજે; દુરભવ્ય અભવ્ય તે લાજે, ગોડીજી તોરા૦ ॥૩॥ તુમે શીવપદના અધીકારી, વળી પરમાતમ પદ ધારી; કેવલ શ્રી વરિયા પ્યારી ગોડીજી તોરા૦ ॥૪॥ તુમ દર્શન કાજે આવ્યો, તુમ સેવામાં મન ભાવ્યો; ભવજલધી તરવા આવ્યો, ગોડીજી૦ ॥૫॥ હવે હાથ પ્રભુ મુજ ઝાલો, તું પ્રાણુ થકી મુંજ વાલો; મને અવિચલ સુખડાં આલો, ગોડીજી તોરા૦ ॥૬॥ હું માસ રહયો ઇહાંબારી, મે કીધી સેવા તારી; તુજ દર્શનકી બલિહારી. ગોડીજી૦ ॥૭॥ પ્રભુ વિજય મુક્તિના રસિયા, મુજ હ્રદયકમલમાં વસિયા; સવિ પાપ પડલ દૂર ખસિયા, ગોડીજી૦ ॥૮॥ ઓગણીશે ચોસઠ જાણો, પોસ શુદી પુનમ વખાણો; કહે કમલવિજય સુખ માણો, ગોડીજી તોરા ચરણુકમલકી રે૦ ॥૯॥

**इतिश्री गोडीपार्श्वनाथजीनुं स्तवन संपूर्ण. ॥**

---

## શ્રી પુના શહેરમા આદીશ્વર સ્વામીનું સ્તવન.

આદીશ્વર સ્વામી આપ વિરાજો પુના શહેરમાં—એ આંકણી.

દેશ દેશના સંઘ જે આવે, યાત્રા કરવા ભાવે; આંગીપૂજા ઠાઠ રચાવે, લલી લલી જિન ગુણુ ગાવે. આદિશ્વર સ્વામી આપ વિરાજો પુના શહેરમાં ॥૧॥ હું પણુ ભમિયો કાલ અનંતો, તુમ દર્શનવિણુ સ્વામી; અબ તુમ દર્શન નિર્મલ પામી, સહજ મુક્તિ ગતિ

સ્વામી. આદિશ્વર૦ ॥ ૨ ॥ ભરતરાયને રાજ્ય ભલાવી, આપ થયા વનવાસી; દુક્કર તપ કરી કેવલ પામ્યા, ભરતરાય ઉલ્લાસી. આદિશ્વર૦ ॥ ૩ ॥ રિષભદેવનું નામ જપંતી, માતા અચદીજ પાવે; હસ્તિખંધ ઉપર બેસારી, ભરતરાય તવ લાવે. આદિશ્વર૦ ॥૪॥ સમવસરણની રિદ્ધિ દેખી, અનિત્ય ભાવના ભાવે; અષ્ટકર્મનો ક્ષય કરીને, માતા મોક્ષે જાવે. આદિશ્વર સ્વામી૦ ॥૫॥ હું પણ સ્વામી શરણે આવ્યો, ભવજલ તરવા કાજે; તુમ દર્શનથી આતમ તાર્યો, કૃસિયા વાંછિત કાજ. આદિશ્વર સ્વામી૦ ॥૬॥ ઓગણીશે ચોસઠની સાલે, મેરૂ ત્રયોદશી જાણો; કમલવિજય કહે યાત્રા કરીને, સુખસંપત્તિ ઘરે આણો. આદિશ્વર સ્વામી આપ વિરાજો પુના શહેરમાં. ॥૭॥ સંપુર્ણ.

## इतिश्री आदिश्वर स्वामीनुं स्तवन.

---

## શ્રી ઝગડીયા તીર્થમાં શ્રી રિષભદેવજીની લાવણી.

શ્રી રિષભદેવ મહારાજ ગરિબનીવાજ સુણો જિનવરજી,
સેવક શિરનામી તુંને ગુજારે અરજી એ આંકણીના
તુમે પ્રથમ જિનેશ્વર નાભિરાય કુલચંદા વલીમરૂદેવ ના જાયા જય જય નંદા તુમે યુગલા ધર્મ નિવારણ તારણ સ્વામી મુજ આતમાના ઉધારણ અંતરજામી શ્રી રિષભદેવ મહારાજ ॥૧॥
હું આવ્યો રાજ હજુર ભાલ ભરપુર સેવકને તારો પ્રભુ બાંહી અહીને ભવજલ પાર ઉતારો હું સેવક છું સાધાર દિન દાતાર નામ જગચાવો પ્રભુ દયાકરી મુજ સેવક કહી બોલાવો શ્રી રિષભદેવ ॥૨॥
તો સરસે સઘળા કાજ સેવકના આજ સ્વામી સુખ આપો પ્રભુ

મેહેરકરી મુજ ભવના સંચિત કાપો તુમે નાંદોદ જિલ્લે નગર ઝગડીયા
વિરાજો પ્રભુ દેશના મીઠી ભવિના સંશય ભાંજો શ્રી૦ ॥૩॥
સંવત ઓગણીશે ઇકોતેર વખાણો વૈશાખ વદી પંચમી બુધવારનો ટાણો
પ્રભુ રિષભદેવની યાત્રા કરી સુખકારી પૂજા આંગીનો ઠાઠ બન્યો બહુ
ભારી શ્રી૦ ॥૪॥ શ્રી મુક્તિ વિજય મહારાજ હૃદયમાં ધરજો તુમ સેવા
આપી સેવક સુખીયો કરજો હું શી કહુ ઝાઝી વાત હૃદયના સ્વામી
કહે કમલ વિજય મુજમલિયા અંતરજામી શ્રી રિષભદેવ મહારાજ ॥૫॥

**इतिश्री रिषभदेवनी लावणी संपूर्ण.**

---

## શ્રી બોઢાણુમાં શ્રીમુની સુવ્રતસ્વામીનું સ્તવન.

મુની સુવ્રતજિનરાજજી, તુજ ગુણગણનો નહીં પાર હો; તુજ ગુણગણનો નહીં પાર, પરમગુરૂ જાગતો જશવંત હો, જશવંત અનંત ગુણેકરિ શોભતા ભગવંત હો. ॥૧॥ આતમ સંપતિ ઓલખી, જે ભજશે તુજગુણ લેશ હો જે ભજશે તુજ ગુણ લેશ વિભાવ દુરે કરી જગદીશ હો; જગદીશ મનીષ ગુણેકરિ શોભતા ભગવંત હો. ॥૨॥ તુજગુણ કુંણ ગણીશકે, જો સુર ગુરૂ સરીખો હોય હો. જો સુર ગુરૂ સરીખો હોય તોપણ ન કહીશકે જગભાંણ હો. જગભાંણ સુજાણ પરમગુરૂ જાગતો જયવંત હો. ॥૩॥ કેવલ લક્ષ્મી તું વર્યો, જેનું જગમાં નહીં ઉપમાન હો. જેનું જગમાં નહીં ઉપમાન તે વસ્તુ પામીયા જિનરાજ હો. જિનરાજ મહારાજ પરમગુરૂ જાગતો જશવંત હો. ॥૪॥ કર્મ કટક દુરે કરિ, તુમે લીધું શિવપુર રાજ હો તુમે લીધું શિવપુર રાજ અનાદિનું, શાસ્વતું મહારાજ હો. મહારાજ જિહાજ ભવિકને તારતા ભગવંત હો. ॥૫॥ સુરત જીલ્લે શોભતા, પ્રભુ બોઢાણ

નગર મોઝાર હો. તુમ દર્શનથી પામીયો, નિજ આતમતત્ત્વ વિચાર હો. નિજ આતમતત્ત્વ વિચાર, પરમગુરૂ જાગતો જયવંત હો. ॥૬॥ ઓગણીશે છોંતેરે, શુદિ અષ્ટમી વૈશાખ માસ હો. પ્રભુદર્શનથી પામીયે કહે કમલવિજય શિવવાસ હો. કહે કમલવિજય શિવવાસ, પરમગુરૂ જાગતો જયવંત હો. ॥૭॥

## इतिश्री मुनी सुव्रत जिन स्तवन संपूर्ण. ॥

---

## અથશ્રી વરાડમાં શ્રી ચંદ્રપ્રભુજીનું સ્તવન.

હારે મારે ચંદ્રપ્રભુ જિન અરજ સુણો મહારાજજો, તુજપદ પંકજ સેવે સુરનર રાજિયો રે લોલ; હારે મારે સ્તવના કરતાં વરિયે પદમહાનંદજો, તુજ ગુણ મહિમા મહિમા જગમાં ગાજીયોરે લોલ.॥૧॥ હાંરે પ્રભુ સુરત જિલ્લે નગર વરાડ મોઝાર જો તુજ મૂર્ત્તિ મનોહારી દિઠે સુખ ઘણું રે લોલ હારે પ્રભુ પ્રતિષ્ટા ઓચ્છવ કીધો અતિ મનોહારજો અઠાઇ ઓછ્વ શોભા શી હું વરણવું રે લોલ. ॥૨॥ હારે પ્રભુ ઓગણીશે છોંતેર માસ વૈશાખ જો, શુદી પંચમીએ પ્રભુજી તખ્ત વિરાજિયા રે લોલ; હારે પ્રભુ માણુસનો બહુ જામ્યો ઠાઠ અપાર જો દર્શન કરતાં ભવિનાં દુઃખ દોહગ ગયાં રે લોલ. ॥૩॥ હારે પ્રભુ શાન્તિ સ્નાત્રની શોભાનો નહીં પારજો, શાંતિ કિધી પદવી લીધી મોક્ષની રે લોલ; હારે પ્રભુ હું પણ માગું એહિજ ઉત્તમ દાનજો, નાથ કૃપા કરી આપો પદવી મોક્ષની રે લોલ. ॥૪॥ હારે પ્રભુ તુજપદ પદ્મની સેવા ચાહું નિત્ય જો, મુક્તિ વિજયપદ વરિયે સહજ સ્વભાવનુંરે લોલ;હારે પ્રભુ કમલવિજય કહે જિનની ભક્તિ સાર જો, કરતાં હરિયે સંચિત

સર્વે વિભાવનું રે લોક. ॥૫॥ સંપુર્ણ.

इतिश्री चंद्रप्रभ जिनप्रतिष्टा स्तवनं ॥

---

## શ્રી માંડવીમાં શ્રી વાસુપુજ્ય સ્વામીનું સ્તવન.

વાસુપુજ્યજિન ત્રિભુવન સ્વામી, અંતરજામી નામીરે એ આંકણી

તુજ પદપંકજ પ્રેમે પ્રણુમું, રાખું નહીં કાંઇ ખામીરે; વાસુ પુજ્યજિન ત્રિભુવન સ્વામી, અંતરજામી નામી નામીરે૦ ॥૧॥ સુરત જિલ્લે માંડવી નગરે, તુજ મુદ્રા મનોહારીરે; દર્શન કરિ સુખ અદ્ભૂત પામ્યો, ભવભવ ભીતિ નિવારીરે. વાસુપુજ્ય૦ ॥૨॥ કાલ અનાદિનો મોહ નૃપતિનો, જોર હતો જે ભારીરે; તે પણ નાઠો તુજ દર્શનથી, આવાગમણ નિવારિરે વાસુપુજ્ય૦ ॥૩॥ રાજાના ભંડારી સરિખા, દાના-દિક અંનરાયારે; તે પણ ક્ષય ઉપશમથી રીઝયા, તુજ દર્શનમેં પાયારે, વાસુપૂજ્ય૦ ॥૪॥ હવે અભ્યંતર દર્શન ચાહું, આતમ પરણુતી યોગેરે; સ્વરૂપરમણ સુખસંપત્તિદાતા, વરતે નિજગુણ ભોગેરે વાસુપુજ્ય૦ ॥૫॥ તેમાંનો એક અંશજ આપો, ભવના સંચિત કાપોરે; સેવક સુખિયો સહજ કરિને, મનવાંછિત સુખ આપોરે. વાસુપુજ્ય૦ ॥૬॥ તુજ ગુણ ગણુતાં પાર ન આવે, જો સુરગુરૂ પણ ગાવે રે; પણ તુજ ભક્તિ મુક્તિને ખેંચે, તે મુજ મનમાં આવે રે. વાસુપુજ્ય૦ ॥૭॥ સંવત ઓગણીશે ઇકોતેર, વૈશાખમાસ સુહાયા રે; વદી બીજે મેં પ્રભુ ગુણ ગાયા, ઘર ઘર હર્ષ સવાયા રે. વાસુપુજ્ય૦ ॥૮॥ મુક્તિ વિજય મહા-રાજ્ય કૃપાથી, પ્રતીષ્ટા ઓછવ થાશે રે; કમલવિજય તસચરણ સેવાથી ભવના પાતિક જાશે રે. વાસુપુજ્ય૦ ॥૯॥

इतिश्री वासुपुज्य स्वामी स्तवन संपूर्ण ॥

## શ્રી શાંતિનાથજીનું સ્તવન લિખ્યતે.

દિઠો શ્રી શાંતિજિણંદ, સમાધિ રસેભર્યો હો લાલ; સમાધિ રસેભર્યો ઉપશમરસનો કંદ આનંદથી વિસ્તર્યો હો લાલ આનંદથી વિસ્તર્યો. ॥૧॥ સહજ સમાધિ સ્વભાવ, વિભાવથી નિસ્તર્યો હો લાલ; વિભાવથી નિસ્તર્યો, અધ્યાતમ રસપુર નદીથી તું તર્યો હો લાલ નદીથી તું તર્યો. ॥૨॥ કર્મ અનાદિ સ્વભાવ, વિભાવની વાસના હો લાલ વિભાવની વાસના જાણી જડ સ્વરૂપ દુર કરીએ કમના હો લાલ દુર કરીએ કમના ॥૩॥ જાણી સમરથ દેવ સેવ મેં આદરી હો લાલ સેવ મેં આદરી ટાલો મોહની ટેવ અનાદિની દુઃખભરી હો લાલ અનાદિની દુઃખભરી. ॥૪॥ શાંત સુધારસ આપી સેવક સુખીયો કરો હો લાલ સેવક સુખીયો કરો આપો સ્વભાવનું સુખ વિભાવ દુરે કરો હો લાલ વિભાવ દુરે કરો. ॥૫॥ અચિરામાતમલ્હાર કહાવો શું ઘણું હો લાલ કહાવો શું ઘણું આપો ચિદાનંદ દાન જન્મ સફલોગણું હો લાલ જન્મ સફલો ગણું. ॥૬॥ મુક્તિવિજય મહારાજ મુક્તિસુખ આપિયે હો લાલ મુક્તિ સુખ આપિયે કમલ કહે મુજ ભવના સંચિત કાપિયે હો લાલ કે સંચિત કાપિયે. ॥૭॥ સંપુર્ણ.

इतिश्री शांतिनाथजीतु स्तवन अध्यात्मकं ॥

---

## ગામ કડોદમાં શ્રી શાંતિનાથજીનું સ્તવન.

શાંતિ જિનેશ્વર સાચો સાહેબ શાંતિ કરે એક પલમાં હો જિનજી તું મેરા મનમાં તું મેરા દિલમાં એ આંકણી ॥ વિશ્વસેન કુલ નભો મણીઆયાં આચરા માતના જાયા હો જિનજી તું મેરા મનમાં॥૨॥

ગભેં હુઆ પ્રભુ શાંતિ નિપાયા શાંતિ નામ તેણે પાયા હો જિનજી લાખ વર્ષ પ્રભુ આયુસોહે ત્રિભુવનના મનમોહે હો જિનજી ॥ તું મેરા મનમાં તું મેરા દિલમાં ॥૨॥ વિચરંતા દુઃખ દોહગ ઢાલે ભવિના સંશય ટાલે હો જિનજી યોજન ગામોની વાણી વિરાજે મેઘ ધ્વની પરે ગાજે હો જિનજી તું મેરા મનમાં તું મેરા દિલમાં ॥૩॥ શાંતિ જિનેશ્વર શાંતિ આપો ભવના દુઃખ સવિ કાપે. હો જિનજી શાંત સુધારસ સ્નાન કરાવિ અવિચળ સુખડાં આપો હો જિનજી તું મેરા મનમાં તું મેરા દિલમાં ॥૪॥ સુરત જિલ્લે કડોદ ગામે તુજ મૂર્તિ મનોહારી હો જિનજી દર્શન કરિ અનુભવ રસ લીધો મન વાંછિત સવિ કીધો હો જિનજી તું મેરા મનમાં તું મેરા દિલમાં ॥૫॥ મુક્તિ વિજય ગુરૂ ચરણુ પસાયે જગમાં જસ બહુ લીધો હો જિનજી શાંતિ જિણુંદની સેવા કરતાં કમલ અમૃત રસ પીધો હો જિનજી તું મેરા મનમાં તું મેરા દિલમાં ॥૬॥ સંપુર્ણ. ॥

इतिश्री शांतिनाथजीनुं स्तवन ॥

---

## શ્રી ડભોઈમાં શ્રી લોઢણપાર્શ્વનાથજીનું સ્તવન.

શ્રી લોઢણ જિન પાસ, પુરો હમારી આશ; આ છે લાલ, ડભોઈ માંહે તુજ મૂર્તી સોહામણીજી, તુજ ગુણ અપરંપાર કહેતાં નાવે પાર આ છે લાલ, તુજ મુદ્રા જોવાતે રઢ લાગી ઘણીજી. ॥૧॥ અશ્વસેન મહારાય, માતા વામા સુખ દાય; આ છે લાલ, વિનંતિ સુણો મહારાજ; તુમે એક માહરી, જીતું ત્રિભુવન. શિરદાર, આપદા ટાલણહાર; આ છે લાલ, અકલગતી મે સાંભલી પ્રભુજી તાહરી જી. ॥૨॥ તારીશ

૭૩૯૯



તું હિજ ઇશ, જાણું હું વિશવા વિશ; આ છે લાલ, ભેદ ભાવ મુકિને સેવક તારિયેજી, કર્મકટક કરો દૂર; આપો સઘલું શૂર, આ છે લાલ કાલ અનાદિનો વૈરી. રાગ નિવારિયેજી૦ ॥૩॥ આપો સ્વભાવનું સુખ, ટાળો સઘલું દુઃખ; આ છે લાલ, મેહેર કરિ મુજ ઉપર સ્વામી નિવાજીયેજી આવ્યો રાજ હજુર, આપદા ટાલો દૂર; આ છે લાલ, સ્વામી સુનજરથી. જગમાં ગાજીયેજી૦ ॥૪॥ મુક્તિવિજય મહારાજ, સારો વાંછિત કાજ; આ છે લાલ, ઓગણીશે ઇકોતેરમાં યાત્રા કરી જી. કમલ કહે કરજોડ, પુરો મનના કોડ; આ છે લાલ, તુજ સેવાથી શોભા જગમાં બહુ વરી જી૦ ॥૫॥ દર્ભાવતી મોઝાર, ચોમાસું કર્યું સાર; એ છે લાલ, લોઢણ પારસનાથની પડિમાગુણ ભરી જી દેખ્યો પ્રભુ દેદાર, પામ્યો ભવનો પાર; આ છે લાલ, તુજયસાયથી મુક્તિ વધુ વેગે વરીજી૦ ॥૬॥

ઇતિશ્રી લોઢણ પાર્શ્વનાથજીનું સ્તવન.

---

## અથ શ્રી ગુંહલી ઓછવની લિખ્યતે.

એની મોરી સુગુરૂ પધાર્યા આજ કે રંગ વધાવણારે લોલ
એની મોરી સુરત શહેર મોઝાર કે ઓછવ અતિ ઘણારે લોલ.૧
એની મોરી કહું સંક્ષેપથી તેહ કે સજન સાંભલોરે લોલ
એની મોરી શુણતાં સમકિત થાય કે ટલે ભવ આંમલોરે લોલ.૨
એની મોરી વરઘોડાના ઠાઠથી ગુરૂને લાવીયારે લોલ
એની મોરી વડા ચૌટાના ઉપાશ્રયે ગુરૂ પધરાવિયારે લોલ. ૩
એની મોરી શ્રી પાલ ચરીત્ર વંચાય કે વિક્રમ કથા કહેરે લોલ

એની મોરી વાણી અમૃત ધાર કે શ્રોતા મનગહગહેરે લોલ. ૪
એની મોરી ચૈત્ર વદીની ત્રીજે આડંબર ઘણોરે લોલ
એની મોરી સાધુજી ઠાણા ત્રણને વડી દિક્ષા તણોરે લોલ ૫
એની મોરી વરઘોડાના ઠાઠથી હરી પરે આવિયારે લોલ,
એની મોરી તારા ભાઇ નાનચંદભાઈ મનમાં ભાવિયારે લોલ. ૬
એની મોરી પાંચ દિવસનો ઓછવ કર્યો ઉમંગથીરે લોલ,
એની મોરી શેહેર યાત્રા કરાવી અતિ ઉછરંગથીરે લોલ, ૭
એની મોરી ગલી કુમચનો સંઘ કે કાઢયો પ્રેમથીરે લોલ,
એની મોરી સ્વામી વાત્સલ્ય કીધું સુરત લાઇનમાંરે લોલ. ૮
એની મોરી શી કહું ઝાઝી વાત સ્વર્ગ સુખ સાંભળેરે લોલ,
એની મોરી સુગુરૂ પસાયથી લાભ વિજય ગુંહલી કરેરે લોલ. ૯

इतिश्री गुरु ओछवनी गुहली संपुर्ण ॥

---

## શ્રી ગુરૂગુણ ગુંહલી લિખ્યતે.

શુણુ સાહેલી જંગમ તીરથ જોવા ઉભી રહેને, મુની મુખ જોતાં મન ઉલસે તન વિકસે આપણુ બેને એ આંકણી.॥ મુની સમતારસના દરિયા છે, શ્રદ્ધા સંવેગે ભરીયા છે; સંસાર સમુદ્રથી તરિયા છે. શુણુ સાહેલી જંગમ તીરથ જોવા ઉભી રહેને ॥૧॥ મુની પંચમહાવ્રત પાલે છે, સંજમ તપને અજુવાલે છે; ષટકાયતણા રખવાલા છે. શુણુ સાહેલી ॥૨॥ મુની જ્ઞાન ધ્યાનમાં પૂરા છે, વળી મોહસંગ્રામે શૂરા છે; ક્રોધાદિક રિપુને ચૂરે છે. શુણુ૦ ॥૪॥ વિનતિ કરી ગુરૂને લાવ્યા છે, શેહેર પૂનામા પધરાવ્યા છે; સહુ સંઘતણે મન

ભાવ્યા છે. શુણુ૦ ॥૫॥ અષાડ શુદી બીજ ધારી છે, સાજનની શો- ભા સારી છે; વરઘોડાની તૈયારી છે. શુણુ૦ ॥૫॥ ભગવતિ સુત્ર વં- ચાવે છે, અક્ષતના થાલ ભરાવે છે; સ્વસ્તિક મોતીના પુરાવે છે. શુણુ૦ ॥૬॥ પુજા આંગીયો રચાણી છે, દેરાસરમાં મંડાણી છે; સ- ખીયો બહુ હર્ષ ભરાણી છે. શુણુ૦ ॥૭॥ ઓગણીશે સિતેરના વર્ષે, અષાડ શુદી ત્રીજને દિવસે; ચોમાસું કિધું મન હર્ષે શુણુ૦ ૮ આજ અમધર કલ્પતરૂ ફલિયા, પન્યાસ કમલવિજય મલિયા; લાભવિજય- ના મનવંછિત ફલીયા. શુણુ સાહેલી જંગમ તીરથ જોવા ઉભી રહે ને ॥ ૯ ॥ સંપૂર્ણ.

**इतिश्री गुरुगुणनी गुहली**

---

## શ્રી પાટણમાં પંચાસરા પાર્શ્વનાથનું સ્તવન.

પાસ પંચાસરા ભવિક દીવાકરા, અરજ એક દાસની શ્રવણ ધારો; દાસ અવગુણ ભર્યો જાણી પોતા તણો, બાંહી ઝાલી ભવજ- લથી તારો; પાસ પંચાસરા. એ આંકણી ॥૧॥ ભીડ અનાદિની ભાં- ગી દર્શન થકી, આજ અનાદિનો પાપ ટાલ્યો; મોહ મહામલ્લજે, જગત લુંટો હતો; તેહનો માનતેં સહજ ગાલ્યો. પાસ પંચાસરા. ॥૨॥ સ્વામી દર્શનસમો નિમિત લહી નિર્મલો, સ્વાત્મ વીર્યસવિ સહજ પામ્યો; ભુલ અનાદિની આજ મેં ઓલખી, ભવભ્રમણાદિ ભય અ- ધિક વામ્યો; પાસ પંચાસરા. ॥૩॥ તાર્ય તારકવિના સાધ્ય સાધક- વિના, કહો કુણ ભવિકને બાંહિ ઝાલે; સ્વામી સમરથ લહયો શુદ્ધ ગુણ રમી રહ્યો, તું પ્રભુ અક્ષર સુખ દાન આલે. પાસ પંચાસરા૦ ॥૪॥ આશ કરી આજ પ્રભુ, આપ ચરણે રહ્યો દાસના કાજ સવિ

સહજ સારો; આત્મગુણ આદરી અધિક સમતા ધરી, પ્રભુગુણ સ્તવનથી ભવ નિસ્થારો. પાસ૦ ॥૫॥ પુન્ય પાટણમાંહિ દર્શપ્રભુ તાહરો, પામી ઉદય થયો આજ માહરો; ઓગણીશે સાઠની સાલમાં સેવિયો, પોસ દશમીદિને ભય નિવાર્યો. પાસ પંચાસરા૦ ॥૬॥ મુક્તિવિજય ગુરૂચરણ સુપસાયથી કમલવિજય કહે નજર રાખો, પાર્શ્વપ્રભુજી તણું ધ્યાન સ્મરણ કરી; શાસ્વત સુખના સ્વાદ ચાખો. પાસ પંચાસરા૦ ॥૭॥

## इतिश्री पंचासराजीनुं स्तवनं संपूर्ण

---

## શ્રી યેવલામાં શ્રી અવંતિ પાર્શ્વનાથનું સ્તવન.

શ્રી અવંતિપાસ પુરો અમારી આશ આછે લાલ દક્ષિણ દેશે યેવલા નગરે વિરાજતાજી અશ્વસેન કુલઆય માતા વામા સુખદાય આછે લાલ વિનંતિશુણો એક મહારીજી ॥૧॥ તું જગ તારણહાર તુજસમ અવર આધાર આછેલાલ દિસેનહીં દુનિયા વિષેજી તારિશ તું જગદિશ જાણુંહું વિશવાવીશ આછેલાલ મહેર કરો મુજ ઉપરેજી ॥૨॥ આવ્યો રાજ હજુર આપદા ટાલો દુર આછે લાલ હું કિકરછું તાહરોજી કર્મ કટકનું જોર કીધો સબલો શોર આછે લાલ નાઠું તેપણ તુજ દર્શન થકીજી ॥૩॥ નિરંતર કરૂં તુજ સેવ લાગી મુજ મન હેવ આછે લાલ દિવસ વલ્યો હવે મહારોજી મુર્તિ શાંત ઉદાર દિઠે જયજયકાર આછે લાલ દેશ દક્ષિણમાં શોભતિજી ॥ ૪ ॥ તુજ ગુણ અપરંપાર કહેતાં ન આવે પાર આછે લાલ જો સુરગુરૂ પણ સંસ્તવેજી અલ્પ બુદ્ધિ મુજ દેવ પણ તુજ ભક્તિની ટેવ આછે લાલ બાલકની પરે વિનવુંજી ॥૫॥ ઓગણીસે ઓગણોતેર માસ કાર્તિક

શુભપેર આછે લાલ પેવલા નગરે ચોમાસું કર્યુંજી મુક્તિવિજય સુપસાય કમલવિજય ગુણુગાય આછે લાલ પાસ અવંતિ મુજ ઉપર કૃપા કરોજી ॥૬॥

इतिश्री अवंतिं पार्श्वनाथजीतु स्तवन संपुर्ण. ॥

---

## શ્રી શીરપુર વાધારીમાં શ્રી પદ્મપ્રભુજીનું સ્તવન.

જિરે મારે પદ્મપ્રભુ જિનરાજ અરજ સુણો એક માહરી જિરેજી એ આંકણી. ॥ જિરે મારે તું ત્રિભુવન શિરતાજ અકલગતિ શુણી તાહરી જિરેજી. ॥૧॥ જિરે મારે આવ્યો રાજહજુર અંતર રાખો શાભણી જિરેજી જિરે મારે હું સેવક સાધાર, તું જગતારક જગધણી જિરેજી ॥૨॥ જિરે મારે ભટકયો કાલ અનંત ભવસમુદ્રમાં હું રૂલ્યો જિરેજી જિરેમારે દિનદયાલ કૃપાલ તુજ સરિખો કોઈ નવિમિલ્યો જિરેજી ॥૩॥

જિરે મારે માનવભવ અવતાર આર્યક્ષેત્ર ઉત્તમકુલ જિરેજી જિરે મારે આવ્યો તુજ પસાય ધર્મ લહ્યો સમકિતમુલે જિરેજી ॥૪॥

જિરે મારે દેવગુરૂને ધર્મ એ ત્રણ તત્વ જે ઓળખે જિરેજી જિરે મારે તેલહે સમકિતરેશુદ્ધ ભવભ્રમણ તસ દૂર ટલે જિરેજી. ॥૫॥ જિરે મારે શિરપુર નગર મોઝાર તુજમંદિર શોભાઘણી જિરેજી જિરે મારે અઠાઈ ઓછવ થાય જોવા લાગી રઢઘણી જિરેજી ॥૬॥ જિરે મારે ઓગણીશે ઓહુણોતેર માગશર વદી તેરશભલી જિરેજી જિરે મારે સ્વતન રચ્યુ મનોહાર સંઘ આગ્રહને સાંભલી જિરેજી ॥૭॥ જિરે મારે મુક્તિવિજય મહારાજ મુક્તિ આપે સેવકભણી જિરેજી જિરે મારે કમલ કહે કરજોડ સેવાપામી તુમ તણી જિરેજી. ॥૮॥ સંપૂર્ણ.

इतिश्री पद्मप्रभ जिन स्तवनं ॥

## શ્રી મંચરમાં શ્રી સુમતિનાથજીની લાવણી.

શ્રી સુમતિનાથ મહારાજ ગરીબ નીવાજ શુણો જિનવરજી સેવક શિરનામી તુંને ગુજારે અરજી એ આંકણી ॥ તુમ દર્શનથી સુખ થાય ભવિક દુઃખ જાય શીવ સુખકરજી સેવક શિરનામી તુંને ગુજારે અરજી ॥૧॥ તુમે દક્ષિણ દેશે પુના જિલ્લે ગાજો વળી મંચર નગરે ભવિજનના દુઃખ ભાંજો પ્રતીષ્ટા ઓછવ થાય ધવલ ગવરાય જિન મંદિરજી સેવક શિરનામી તુંને ગુજારે અરજી ॥ ૨ ॥ પ્રભુજિ ગાયન મંડલી મુંબઇ નગરથી આવે પુજા આંગિ રચી નાટક ઠાઠ બનાવે તે દેખી જન હરખાય હર્ષ નહિ માય ઉરમાં ધરજી સેવક ॥૩॥ જલયાત્રાનો વરઘોડો નિકળ્યો ભારી રથ પાલખીની શોભાથી થઇ તૈયારી માણુસનો જામ્યો ઠાઠ મળે નહી વાટ ચિત્તમાં ધરજી સેવક ॥૪॥ હું આવ્યો રાજ હજુર ભાવ ભરપુર સેવકને તારો પ્રભુ બાંહિ ગ્રહીને ભવજલપાર ઉતારો હવે ઢીલ ન કીજે દેવ કરૂં તુજ સેવ તાર જિનવરજી સેવક ॥૫॥ ઓગણીશે એગુણોતેર સાલમાં જાણો વૈશાખ શુદી તૃતીયાનો દિવસ વખાણો પ્રભુ તખ્તે બેઠા જય જયકારી જિનજી સેવક શિરનામી ॥૬॥ પ્રભુ શાંતિ સ્નાત્રનો ઓચ્છવ કીધો ભારી તે દેખી મનડું હરખે આનંદકારી પ્રભુ વાડા ગામે સ્તવના કરી સુખકારી કહે કમલવિજય મજ હોજ્યો ભવ નિસ્તારી ॥૭॥

इति श्री सुमतिनाथजीनी लावनी संपूर्ण ॥

---

## શ્રી નાશકમાં શ્રી પારશ્વનાથજીનું સ્તવન.

પ્રભુપાસ જિણંદ સુખકારી હું જાઉં તુજ બલિહારી. એ આંકણી ॥

પ્રભુવામા માત મલ્હાર, અશ્વસેન કુલ અવતારરે. પ્રભુ૦ ॥૧॥

તુજ ગુણ ગણુનો નહીં પાર, કુણ ગણી શકે નિરધાર; હું આવ્યો રાજ હજુર, હવે આપદા ટાલો દૂર રે. પ્રભુ પાસ જિણુંદ સુખકારી૦ ॥૨॥ પ્રભુ સમતા રસ ભંડાર, વલી કરૂણાના આગાર; તુજ મુદ્રા અનુપમ ભારી; ભવિ જીવને આનંદકારી રે. પ્રભુ૦ ॥૩॥ તુમે શત્રુ મિત્ર સમજાણો, જિમ કમઠ ધરણુપતિ રાણો એકે કીધો ઉપસર્ગ ભારી, બીજે ભક્તિ કરી મનોહારી રે. પ્રભુ૦ ॥૪॥ તુમે દક્ષિણ દેશે વિરાજો. ભવિ જીવના સંસય ભાંજો; પ્રભુ નાશક નગર મોઝાર, તુજ દર્શને જયજય કારરે. પ્રભુ૦ ॥૫॥ બીજે દેરે ધર્મનાથ જાણો, ત્રીજે સુવિધિ નાથ વખાણો; અમે યાત્રા કરી જસ લીધો જાણે અમૃત પ્યાલો પીધોરે પ્રભુ૦ ॥૬॥ ગુરૂ મુક્તિ વિજય સુખકારી, તસચરણ કમલ દિલધારી; કહે કમલવિજય સુખ આપો, ચિંતામણી દુઃખડા કાપોરે પ્રભુ પાસ જિણુંદ સુખકારી. ॥૭॥ સંપૂર્ણ.

**इतिश्री पार्श्वनाथजीनुं स्तवन.**



## શ્રી નાશકમાં શ્રી ધર્મનાથજીનું સ્તવન.

ધર્મ જિનેશ્વર તુજ મુજ આંતરૂ કિમ ભાંજે ભગવંત ભવ મંડપમાંરે નાકટ નાચતા હવે મુજ મલિયોરે સંત. ધર્મ જિનેશ્વર તુજ મુજ આંતરૂ એ આંકણી ॥૧॥ મોહનૃપતિનારે જોર થકી ભમ્યો ભમિયો કાલ અનંત શબ્દરૂપ રસ ગંધ ને સ્પર્શથી વિષયો વલો શ્રમંત ધર્મ ॥૨॥ કામ કટકનીરે સહી બહુ વેદના કહેતાં નાવેરે પાર રાગદ્વેષ પરણુતી અતિ આકરી તેણે કર્યો દુઃખ અપાર ધર્મ ॥૩॥ જે દુઃખ સહ્યારે નરક નિગોદનાં તે જાણે અરિહંત તીર્યંચ ગતિમાંરે જે પરવશ-

પણે સહ્યાં દુઃખ અનંત ધર્મ. ॥૪॥ દેવગતિમાંરે વિષયની લાલચે સેવ્યા પરવશ કામ મનુષ્યગતિમાંરે ધર્મ કર્યો નહી દુઃખ લહ્યું ઠામો ઠામ ધર્મ. ॥૫॥ હવે તુજ દર્શન સ્પર્શન યોગથી જીમ હોય કનકપાષાણુ તિમ મુજ આતમ સ્વામી યોગથી પામશે પદ નિરવાણુ ધર્મ. ॥૬॥ નાશક નગરેરે દક્ષીણુ દેશમાં દેખ્યો તુજ દેદાર કમલ વિજય કહે તુજ દર્શનથકી પામ્યો ભવનોરે પાર ધર્મ જિનેશ્વર ॥૭॥

**इतिश्री धर्मनाथजीनुं स्तवन संपुर्ण ॥**

---

### શ્રીવાકૂ ગામમાં ચંદ્રપ્રભુજી મહારાજનું સ્તવન.

ચંદ્રપ્રભુ જિન સાહિબા રે તુમે છો પ્રાણુ આધાર, મનના માન્યા આવો આવો ચતુર સુખ ભોગી કહિયે વાત એકાંતે અભોગી ગુણુ ગોઠે પ્રગટે પ્રેમ મનના માન્યા૦ ॥૧॥ તુમદીઠે દુઃખ વિસર્યા રે પાપગયા પાયાલ મનના માન્યા આજ મહોદયમેં લહ્યો રે ભેટ્યા દીન દયાળ મનના માન્યા ॥૨॥ મોહમહિપતિ મ્હાલતોરે કામ કંદર્પનું જોર મનના માન્યા. તે પણુ તુજ દર્શનથકીરે નાઠા કરતા શોર મનના માન્યા૦ ॥૩॥ ક્રોધાદિક ચાર આકરારે મોહ શુભટ શિરદાર મનના માન્યા. શાંતમુદ્રા તુજ દેખીનેરે નાઠા તે નિરધાર. મનના માન્યા ॥૪॥ હશે આશા શીવસુખતણીરે ફૂલશે તુજ પસાય મનના માન્યા. લાલચ લાગી સાહિબારે છોડે કિમ છૂટાય. મનના માન્યા ॥૫॥ દક્ષિણુ દેશે શોભતા રે વાકૂ ગામ મોઝાર, મનના માન્યા. ઓગણીશે સીતેરમાં રે યાત્રા કરિ મનોહાર મનના માન્યા. ॥૬॥ મુક્તિવિજય મહારાજના રે ગુણુગણુનો નહીં પાર મનના માન્યા કમલવિજય તસ

સેવતા રે લહિયે સુખ નિરધાર મનનાં માન્યા. ॥૭॥ ચંદ્રપ્રભુ જિન સાહિબારે તુમે છો પ્રાણઆધાર. મનનાં માન્યા.

इतिश्री चंद्रप्रभु जिनस्तवन संपूर्ण

---

## શ્રી વાડા ગામમાં શ્રી અજીતનાથજીનું સ્તવન.

શ્રી અજીતનાથ મહારાજ, ગરિબનિવાજ; શુણો જીનવરજી સેવક શિરનામી, તુંને ગુજારે અરજી. એ આંકણી. તુમે દક્ષીણ દેશે વાડાનગરે વિરાજો, વલી ખેડ તાલુકે; પુના જિલ્લે ગાજો, તુમ દર્શન કરવા આવ્યો રાજ હજુર. મુજ ભવભવ કેરી આપદા ટાલો દુર, શ્રી અજીતનાથ મહારાજ૦ ॥૧॥ જિતશત્રુ રાજાવિજયા માત મલ્હાર, તિહાં જન્મ્યાં પ્રભુજી વરત્યો જયજયકાર; યોવન વયમાં પ્રભુ ભોગવી ભોગ ઉદાર, પછી સંજમ રમણી વરિયા ધરિ બહુ પ્યાર. શ્રી૦ ॥૨॥ એક લાખ પૂર્વનું સંજમપાલી ઉદાર પછિ શિવ સુખ વરિયાં, સાદિ અનંત મોઝાર શ્રી અજિત૦ ॥૩॥ ચૈત્રી પુનમના વાંદ્યા દેવ ઉદાર સહુ સંઘ મળીને કિરિયા કીધી સાર પૂજા આંગીનો ઠાઠ બન્યો બહુ ભારી ભંડાર વધ્યો વળી શોભા આ વિસારી શ્રી અજિત૦ ॥૪॥ સંવત ઓગણીશે સિતેર સાલ વખાણો ચૈત્ર વદિ ચોથે મંગળવારનો ટાણો એ લાવની કીધી સજજનને હિતકારી કહે કમલ વિજય મુજ હોજ્યો ભવ નિસ્તારી શ્રી અજિત૦ ॥૫॥

इतिश्री अझितनाथनी लावनी संपूर्ण ॥

---

## શ્રીપાબલમાં શ્રી પદ્મપ્રભુજિનું સ્તવન.

શ્રીપદ્મપ્રભુ જિનગુણનિધિરેલાલ સુખ સંપદિનો હેતુરે હું વારિલાલ જ્ઞાન સુધારસ જલનિધીરે લાલ ભવ અટવીનો સેતુરે હું વારિલાલ શ્રીપદ્મપ્રભુ જિન ગુણ નિધિરેલાલ એ આંકણી ॥૧॥ તુજ કરૂણા મુજ ઉપરેરે લાલ અધિકી છે જગનાથ રે હું વારીલાલ તું નિર્યામક માહણોરે લાલ તું સિવપુરનો સાથરે હું વારીલાલ શ્રી૦ ॥૨॥ આવ્યો હું દુરદેશથીરે લાલ તુમ દર્શનને કાજરે હું વારીલાલ તુમ દીઠે દુઃખવિસર્યારે લાલ સિધ્યાં સઘળાં કાજરે હું વારીલાલ ॥૩॥ પુના જીલ્લે શોભતારે લાલ પાબલ નગર મોઝાર રે હું વારિલાલ આજ મહોદય મેં લહ્યોરે લાલ દીઠો પ્રભુ દેદારરે હું વારિલાલ શ્રી૦ ॥૪॥ કારણે કારજ નિપજેરે લાલ એહવી જિનવર વાણીરે હું વારિલાલ દર્શનથી દર્શન લહેરે લાલ આતમ અનુભવ જાણીરે હું વારિલાલ શ્રી ॥૫॥ મુક્તિ વિજય મહારાજનારે લાલ ગુણ ગણનો નહીં પારરે હું વારિ લાલ કમલ વિજય સુખ સંપદરે લાલ જિન સેવ્યા નિરધારરે હું વારિ લાલ શ્રી પદ્મપ્રભુ જિન ગુણ નિધિરે લાલ ॥૬॥ સંપૂર્ણ.

इतिश्री पद्मप्रभु जिननुं स्तवनं.

---

## શ્રી ત્રંબકમાં શ્રી ચંદ્રપ્રભુજિનું સ્તવન.

ચંદ્રપ્રભુજીન સાહિબા મન મોહન મેરે તુમે છો પ્રાણ આધાર મન મોહન મેરે ત્રંબક નગરે શોભતાં મનમોહન મેરે ત્રિભુવનના આધાર મનમોહન મેરે, ॥૧॥ અનાદિની ગોદમાં હું ભમ્યો મનમોહન મેરે કર્મ પરણુતિને સંગ મનમોહન મેરે કર્મ પરિણામ રાજાતિહાં

મનમોહન મેરે મોહ કુમર મનરંગ મનમોહન મેરે. ॥૩॥ કામ કંદર્પના જોરથી મનમોહન મેરે રૂલિયોઈણે સંસાર મનમોહન મેરે હવે જગતારણ તું મિલ્યો મનમોહન મેરે ભવજલ પાર ઉતાર મનમોહન મેરે. ॥૩॥ યાત્રા કરિ મન રંગસ્યું મન૦ નાશક સંધની સાથ મનમોહન મેરે ભાવે જિનવર ભેટીયા મન૦ વંદી થયો સનાથ મનમોહન મેરે. ॥૪॥ આજ મહોદય મેં લહયો મન ૦॥ દેખી તુમ દેદાર મનમોહન મેરે શેઠ હેમચંદના સંધમાં મનમોહન મેરે વરત્યો જયજયકાર મનમોહન મેરે ॥૫॥ ઓગણીસે શીતેરમાં મનમોહન મેરે પોષ એકાદશી સાર મન૦ શુદ પક્ષે ગુરૂવારે મનમોહન મેરે પ્રભુ ભેટયા સુખ કાર ॥૬॥ મનમોહન મેરે ॥ મુક્તિ વિજય મહારાજના મનમોહન મેરે ગુણ ગણનો નહીં પાર મનમોહન મેરે કમલવિજય સુખસંપદા મન૦॥ આપે પ્રભુ નિરધાર મનમોહન મેરે ॥૭॥ સંપૂર્ણ.

इति श्री चंद्रप्रभ जीन स्तवन.

---

## શ્રી મોરવાડમાં શ્રી આદિજિનનું સ્તવન.

આજ આનંદ થયો. શ્રી આદીશ્વર નીરખ્યા ધનદિન આજનો એ આંકણી. ॥ તુમે નાભિરાય કુલ ચંદા છો. વલી મારૂ દેવીના નંદા છો; તુમે શીવસુખ કેરા કંદા છો. આજ આનંદ થયો શ્રી૦ ॥૧॥ તુમે યુગલા ધર્મ નીવારણ છો, વલી સુખસંપત્તિના કારણ છો; મુજ ભવના દુઃખ નિવારણ છો. આજ આનંદ થયો શ્રી૦ ॥૨॥ તુમ દર્શન કરી સુખ લીધો છે, નિજ આતમ કારજ કીધો છે; વલી જગમાં જસ બહુ લીધો છે. આજ આનંદ થયો શ્રી૦ ॥૩॥

પ્રભુ મોરવાડ નગર વિરાજે છે. વલી કુંકણુ દેશમાં ગાજે છે;
ભવિ જીવના સંસય ભાંજે છે. આજ આનંદ થયો શ્રી૦ ॥૪॥
થયો અઠાઇ ઓછવ બહુ ભારી, વલી આંગી રચાવી મનોહારી;
તુજ સાસનની જાઉં બલીહારી. આજ આનંદ થયો શ્રી૦ ॥૫॥
ઓગણીશે સિતેર વિક્રમના, ચૈત્ર શુદી પડવે એકમના; મેં
ગુણ ગાયા જિનરાજ તણા આજ આનંદ થયો શ્રી૦ ॥૬॥
પ્રભુ મુક્તિવિજય પદ પામ્યા છે, તસ દર્શને ભવ દુઃખ વામ્યા છે;
કહે કમલવિજય સુખ જામ્યા છે. આજ આનંદ થયો શ્રી૦ ॥૭॥

## इति श्री आदिनाथजीनुं स्तवन संपूर्ण.

---

## શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથજીની લાવણી.

શ્રી અંતરીક્ષ મહારાજ, ગરીબનીવાજ; શુણો જિનવરજી, સેવક શિરનામી. તુંને ગુજારે અરજી, એ આંકણી. ॥ વિશમાતીર્થંકર મુનિ સુવ્રતના વારે લંકાપતિ રાવણ રાજ્ય કરે છે ત્યારે, તસભગની પતિ ખર રાજાયે વ્રત લીધો જિન ભક્તિવિના નવિ જિમવું સર્વ પ્રસિધો. શ્રી૦ ॥૧॥ એકદિન જંગલમાં જઇચડયો નૃપ જયારે, સેવાને અવસરે જિન પ્રતીમાં સંભારે; તવ વિસરી પ્રતીમા સેવક મુખથી જાણી, મંત્રીશ્વર આવી વીનવે ગુણની ખાંણી. શ્રી૦ ॥૨॥ તિહાં છાણુવેલુની પ્રતીમા કરિ જિન પૂજે, નદી ખાડો ગાલી યુક્તિસ્યું માંહિ મુકે; પછિ દેવ અધિષ્ટિત પ્રતિમા તે તિહાં થાવે, નદી સુકાતાં પણ પાણી અધિક તિહાં આવે. શ્રી૦ ॥૩॥ હવે એલચપુરનો રાજા એલચનામે, કોઇ કારણયોગે આવી ગયો તે ઠામે; તે રાજા કુષ્ટિ રોગે અતિ પિડાણો,

તિહાં પાણી લેવા આવ્યો મંત્રી શાણો. શ્રી૦ ॥૪॥ તે પાણી લેઇને પીધું રાય જેવારે, તવરોગ ગયોને શાંતિ થઇ તે વારે; પછી રાણી વચને રાય પ્રતીમા લાવે, કાચા તંતુથી આકડગાડી જોડાવે. શ્રી૦ ॥૫॥ એક દિવસના જન્મેલા વત્સ બોલાવે, કાચા તંતુથી ગાડી સાથે જોડાવે; સંવત ચારશે પંચાવનમાં પ્રભુ આવ્યા, પછિ દેશવરાડે શિરપુરનગર સોહાવ્યા. શ્રી૦ ॥૬॥ જિહાં લેઇ જાઓ તિહાં પાછુંવાલી ન જોશો, નહીં તો તે પ્રતીમા અધરઆકાસે રહેશે; ઇમ સુપનમાંહિ કિધેલી વાત વિસારી, પાછુવાલી નૃપ જોવે હૃદય વિચારી. શ્રી અંતરીક્ષ મહારાજ ॥૭॥ ગાડુ ચાલ્યું પ્રભુ અંતરિક્ષમાં રહિયા, ૭ માસ સુધી ઇમ આકાશે ગહગહીયા; ઘોડેશ્વાર પણ નિચે થઇને જાત, તેથી અંતરીક્ષ એ નામ જગત વિખ્યાત. શ્રી૦ ॥૮॥ અબ પંચમકાલમાં અમલુહણું નિકલે તે મહિમા દેખી ભવિયણના મન ઉછલે, અબ દેશવરાડે શિરપુહનગર મોઝાર; પ્રભુ પડિમા દેખી, વરત્યો જયજયકાર. શ્રી૦ ॥૯॥ સંવત ઓગણીશે ચોસઠ સાલ, વખાણો; ચૈત્ર શુદી અષ્ટમી ગુરૂવારનો ટાણો; પ્રભુ પાર્શ્વનાથની યાત્રા કિધી ભારી, કહે કમલવિજય મુજ હોજ્યો ભવનિસ્તારી. શ્રી૦ અંતરિક્ષ મહારાજ ॥૧૦॥

इतिश्री अंतरिक्ष पार्श्वनाथजीनी लावणी संपूर्ण.

---

## શ્રી તારંગે શ્રી અજિતનાથનું સ્તવન.

શ્રી તારંગાનાથજી મ્હારા વાલાજિરે, તું ત્રિભુવન શિણગાર નમિયે નેહસ્યું મ્હારા વાલાજીરે, એ આંકણી. ॥ દેહરો અદભુત દીપતો, મ્હારા વાલાજીરે, જાણે વિમાન આકાર નમીએ નેહસ્યું મ્હારા

વાલાજિરે. ॥૧॥ અજિતનાથ સ્વામી તિહાં મારા ભવદુઃખ ભંજન-હાર, નમિયે મારા ૦॥ મૂર્તિ અનોપમ રાજતી મારા ૦॥ ઉંચતણો નહીં પાર, નમીયે નેહસ્યું મારા વાલાજિરે. ॥૨॥ બીજે નંદિશ્વર દ્વીપ છે, મારા ૦॥ દેરીયો બાવન વિશાલ, નમીયે તિહાં ચોમુખજી શોભતાં મારા ૦॥ મેં ભેટયા તત્કાલ. નમીયે૦ ॥૩॥ ત્રીજે સહસ્ત્ર કુટ છે, મારા ૦॥ રચના અષ્ટાપદ સાર, નમીયે૦ સંમ્મેત શિખરજી શોભતા, મારા ૦॥ ચૌદશે બાવન ગણધાર, નમિયે નેહસ્યું૦ ॥૪॥ સમવસરણ રચના ઘણી મારા વાલાજિરે. ॥ જોતાં હર્ષ અપાર, નમીયે ૦॥ ચોથે દેરે કુંથુનાથજી, મારા૦ મેં ભેટયા ધરી પ્યાર, નમિયે નેહસ્યું મારા વાલાજીરે. ॥૫॥ પાંચમુ દેહરૂં શોભતું, મારા વાલાજીરે, તિહાં પગલાં છે વિશાલ. નમિયે નેહશું૦ મારા ૦॥ અજિતનાથ સ્વામી તણા, મારા૦॥ નમતાં શિવ સુખમાલ, નમિયે૦ મારા૦ ॥૬॥ સંવત ઓગણીશે ભલાં મારા ૦॥ એગુણ પચાસ, કહેવાય, નમીયે૦ મારા ૦॥ પોષ વદી એકાદશી મારા ૦॥ પ્રભુ ભેટયા સુખદાય, નમિયે ૦॥ મારા૦॥૭॥ વાડીલાલના સંઘમાં મારા ૦॥ યાત્રા કરી મનોહાર, નમિયે ૦॥ મારા૦॥ વિજયમુક્તિ પદ પામવા ૦॥ મારા ૦॥ કમલ કહે નિરધાર નમિયે૦ મારા ॥ ૮ ॥

इतिश्री अजितनाथजीनुं स्तवन संपूर्ण.

---

## શ્રી જગવલ્લભ પાર્શ્વનાથજીનું સ્તવન.

શ્રી૦ જગવલ્લભ પાસ, પુરો અમારી આશ, આજહો, સુરત નગર વડા ચૌટામાં શોભતાજી, એ આંકણી. ॥ તું દેવાધિ દેવ, નિત્ય કરે

તુજ સેવ, આજહો, ચાર નિકાયનામલિને કોટી દેવતાજી, પૂરણ પુન્ય પસાય આવ્યો હું તુજપાય આજહો સેવક જાણી સાર કરો હવે માહરીજી, ॥ શ્રી૦ ॥ ૧ ॥ તુંહીજ તારીશ ઇશ, જાણું હું વિશવા વીશ, આજહો તુજ દર્શનથી દિવસ વળ્યો હવે માહરોજી, કર્મ કઠિનતા જેહ, ગાલી નાખી તેહ આજહો મોહ શુભટ તેં હણુયો, ભણિયો શાસ્ત્રમાંજિ ॥૨॥ શુકલ ધ્યાનનું જોર, લાગ્યું અદભુત શોર, આજહો ઘાતિ કર્મ ને કાઢયા તુજથી વેગલાજી, પામ્યું કેવલનાણ, તેજે જલાહલ ભાણુ આજહો લોકા લોકના ભાવ સમયમાં જાણતાજી. ॥૩॥ તું હિજ સમરથ દેવ, ત્રણુ જગત કરે સેવ, આજહો સમરથ જાણી સાહેબ આશા મેં કરિજી, શ્રીજિન તાહરી વાણી, અમૃત રસની ખાણી આજહો, લાગી મીઠી સાકર જેસી સેલડીજી. ॥૪॥ મુક્તિ ગુરરાય શિષ્ય કમલ ગુણુ ગાય. આજહો, તાહરી હો બલિહારી, હું જાઉં વારણેજી વિનતિ કરૂંછું એહ, ટાલો દુઃખના છેહ, આજહો ઓગણીશે અડસઠમાં ચોમાસું કર્યુંજિ.॥૫॥ હરી પુરા મોઝાર, વરત્યો જયજયકાર આજહો અઠાઇ ઓછવની, શોભા નિરખતાજી, પામ્યો દુઃખનો છેહ, આનંદ વરત્યો અછેહ, આજહો, કમલ કહે તુજ ભાગ્ય તણી દશા ફલીજી ॥૬॥

ઇતિશ્રી જગવલ્લભ પાર્શ્વનાથનું સ્તવન સંપૂર્ણ.

---

## શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

પાર્શ્વનાથ દુઃખ કાપો દયાલુ ધણી, દુઃખ કાપી સુખ આપો દયાલુ ધણી; કાપો કાપો કાપો દયાલુ ધણી, પાર્શ્વનાથ દુઃખ કાપો દયાલુ ધણી. એ આંકણી૦॥ અષ્ટદ્રવ્યસે પૂજા કરશે, તેહના મનવંછિત

સવિ ફલશે; ભવ જલધીથી સહેજે તરશે, કરશે ફરશે તરશે દયાલુ ધણી. પાર્શ્વનાથ૦ાા૧ાા દુષ્ટકર્મ મેં કિધાં ભારી, તેથી ગયો હું સમકિત હારી; દુઃખમાંથી લ્યો મુજને તારી ભારી હારી તારીદયાલુ ધણી પાર્શ્વનાથ૦ાા૨ાા મુને તુમારો સેવક સ્થાપો, સેવક સ્થાપીને દુઃખડાં કાપો; દુઃખડાં કાપીને મોક્ષજ આપો, સ્થાપો આપો કાપો દયાલુ ધણી પાર્શ્વનાથ૦ાા૩ાા ગુણ તમારા નિત્યજ ગાઉં, દર્શન પ્રિતીથી કરવારે આવું; દર્શનપામીને નિર્મળ થાઉં, ગાઉં આવું થાઉં દયાલુ ધણી. પાર્શ્વનાથ૦ાા૪ાા કમલવિજયની આશ પુરો, સંકટ તેહના સર્વે ચૂરો; કદિયે ન રહો મુજથી દૂરો, પૂરો ચૂરો દૂરો; દયાલુ ધણી. પાર્શ્વનાથ દુઃખ કાપો દયાલુ ધણી૦ ાા૫ાા

**इतिश्री पार्श्वनाथजीनुं स्तवन संपूर्ण लि. पन्याश कमलविजयगणी०**

---

## શ્રી ખડકી ગામે શ્રી શાંતિનાથજીનું સ્તવન.

શાંતિજિનેશ્વર સાચો સાહેબ, શાંતિ કરે એક પલમાંહોજિનજી; તું મેરા મનમાં, તું મેરા દિલમાં એ આંકણી૦ ાા વિશ્વસેન કુલ નભોમણી છાજે, અચિરા માત મલ્હાર હો જિનજી; હસ્તિનાપુર નગર વિરાજે મૃગલાંછન સુખકારહો જિનજી; તું મેરા મનમાં તું મેરા દિલમાં. ાા ૧ ાા ચાલીશ ધનુષની દેરડી સોહે, લાખ વર્ષનું આયુહો જિનજી; સમચઉ રસ સંસ્થાને શોભે, વાણી ગુણ અસરાલહો જિનજી. તું મેરા૦ ાા૨ાા યોજન ગામિની વાણી, મીઠી; ચોત્રીશ અતિશય છાજેહો જિનજી; દેવતિરી નર સહુયે સમઝે, મેઘધ્વની પરે ગાજેહો જિનજી.

તું મેરા મનમાં, તું મેરા દિલમાં. ॥૩॥ દક્ષિણ દેશ ખડકી ગામે, તુજ મૂર્તિ મનોહારી હો જિનજી; દર્શનકરી સુખસંપદા પામ્યો, તુજ મુદ્રા સુખકારીહો જિનજી. તું મેરા મનમાં, તું મેરા દીલમાં. ॥૪॥ ઓગણીશે ઇકોતેર વર્ષે કાર્તિક માસ મોઝારીહો, જિનજી; અઠાઇ ઓચ્છવ શોભા દીઠી, સંઘતણી બલિહારીહો જિનજી. તું મેરા મનમાં, તું મેરા દિલમાં. ॥૫॥ મુક્તિવિજય પદ પામ્યા જિનજી, સોલસમાજિનરાયાહો; જિનજી કમલવિજય તસધ્યાન ધરંતા, શીવકમલા ધર પાયા. હો જીનજી તું મેરા મનમાં, તું મેરા દિલમાં. ॥૬॥

## इतिश्री शांतिनाथजीनुं स्तवन संपुर्ण०

---

## શ્રી ચંદ્ર પ્રભુજિનું સ્તવન મુનિ ભાવવિજય કૃત.

ચંદ્ર પ્રભુજિહો, તુમને કહુંછું, મારા લાલ. માર પડયાથી હોકે, હું બહુ બિઉછું, મારા લાલ, એ આંકણી. ॥૧॥ ભાવ શત્રુયે હોકે બહુ દુ:ખ દિધું, મારા લાલ કારજ મ્હારૂં હોકે, એક ન સિધું મારા લાલ. ॥૨॥ રાગ દ્વેષનું હોકે, કલંક છે મોટું, મહારા લાલ. સાધન સર્વે હોકે, પાડયું ખોટું, મહારા લાલ, ચંદ્ર. ॥૩॥ ચાર ગતિમાં હોકે, ભ્રમણ તે ઓપ્યા મ્હારા લાલ, સુક્ષ્મ નિગોદે હો, જઇ ઝંડા રોપ્યા, મહારા લાલ. ॥૪॥ બસે છપ્પન હોકે આવાલી જાણો, મહારા લાલ, ક્ષુલ્લક ભવમાં હોકે આયુ પ્રમાણો, મહારા લાલ ચંદ્ર. ॥૫॥ નહિ દુ:ખ અંતર. મ્હારા લાલ, ચંદ્ર ॥૬॥ વિતરાગ સંજમ હોકે, આ રંગ કીજે, મ્હારા લાલ. ચઉદ પુર્વ ધર હોકે, ચઉ નાણી લીજે

મ્હારા લાલ, ॥૭॥ એટલી પદવી હોકે પામી પડિયા, મ્હારા લાલ, નરક નિગોદે હોકે, તે પણ જડિયાં મ્હારા૦ ચંદ્ર ॥૮॥ પ્રમાદ જોરો હોકે, એ હવો જાણી, મ્હારા લાલ, કઠિ આવ્યો હોકે, પણ લિયો તાણી, મ્હારા લાલ. ॥ ચંદ્ર ॥૯॥ પણ હુશિયારે હોકે જેનર રહેશે મારા૦ ॥ મોહરાયને હોકે, તમાચો, દેશે, મ્હારા લાલ, ॥૧૦॥ રાગ દ્વેષનું હોકે, કાલુ ચાકું, મ્હારા લાલ, નવિ ધોવાયે હોકે, બહુ છે કાઠું, મ્હારા ॥ ચંદ્ર ॥૧૧॥ આગમ આ રિમે હોકે, જોઇ નિહાલો મારા૦ ધોવા કારણ હોકે, આપ સંભારો, મારા લાલ॥૧૨॥ આતમ ની શુદ્ધિ હોકે, ખાર મિલાવો મારા ॥ ઉપશમ જલથી હોકે, જય ઝટકાવો, મારા૦ ॥૧૩॥ કાલો ડાઘો હોકે તારે જાશે મારા ॥ ભાવ વિજય ને હો કે સુખ થાશે મારા૦ ॥૧૪॥ સંપુર્ણ. ॥

---

## અથશ્રી અર્હંત સ્તોત્ર.

અર્હં નમામિ સતતં ભવસિંધુ પારં, અર્હં ભજામિ વચસા મનસૈક રૂપં ॥
અર્હં સ્મરામિ કૃપયાજન દીનનાર્થે, અર્હં વ્રજામિ શરણં પરમં સુયેશં ॥૧॥
અર્હં સદાજન મનોરથ પૂરણૈકં, અર્હં હિ ચંદ્ર વંદન કજ પત્ર નેત્રં ॥
અર્હં સ્મરંતિ મનુજાસતતં સ્વરૂપં, મચ્છન્તિતે ભવપદંભવદુઃખનાણું॥૨॥

---

## અથશ્રી સિદ્ધગિરિ સ્તોત્રમ.

સિદ્ધાચલઃ ગિદ્ધગિરિ;, સિદ્ધાદ્રિ; સિદ્ધ શૈલકઃ ॥
સિદ્ધ ગોત્રસ્તથા સિદ્ધઆવઃ સિદ્ધ શિલોચ્ચયઃ ॥૧॥

અષ્ટમઃ સિદ્ધ નિષધો, દેવાસ્તત્ર વસતિહિ ॥
અષ્ટા વેતાનિ નામાનિ, ખ્યાત વ્યતિ મહર્ષિભિઃ ॥૨॥
એતાનિ પુણ્ય નામાનિ, પાતઃ કાલે પઠંતિયે ॥
યેવા જપંતિ નામાનિ મુક્તિ સ્તેષાં કરે સ્તિથા ॥૩॥
ગોપનીયાની નામાનિ, પ્રોક્તાનિ સાધુભિઃ સદા ॥
જીવન્ મકતેન ગીતાનિ, સાધુના મહતા ધિયા ॥૪॥
ઇદં સ્તોત્ર સિદ્ધગિરેઃ, પંચરત્ન ફલ પ્રદં ॥
ધારયે દક્ષિણે બાહૌ, યુગેસ્મિન્નિર્ભયો ભવેત્ ॥૫॥

**इति सिद्धगिरेः पंचरत्न स्तोत्रं संपूर्ण.**

---

## અથશ્રી આદિદેવ સ્તોત્રમ્.

આદિ દેવેષુ યા ભક્તિ, રાદિદેવેષુ યાનતિઃ ॥
આદિદેવેષુ યા પૂજા, સા સા મુક્તિ પ્રદાયિકા ॥૧॥
આદિદેવેષુ યદ્ધ્યાન, આદિ દેવસ્ય પૂજનં ॥
આદિદેવસ્ય યન્મંત્રં, તત્તન્મુક્તિ પ્રદાયકં ॥૨॥
આદિદેવઃ સદાધ્યેય, આદિદેવસ્ય નિશ્ચયઃ ॥
આદિદેવોહિ ભગવાન્, સસ મુક્તિ પ્રદાયક ॥૩॥
આદિદેવો મહાન્ દેવો, જૈનર્ષીણાં પરાગતિઃ ॥
આદિદેવઃ સદા નિત્યો, ભવેન્મુક્તિ ફલ પ્રદઃ ॥૪॥
આદિદેવ સ્તુદ્ર દેવો, જૈનર્ષે સંશયો મમ ॥
ભક્તા સ્ત્વં વિદ્ધિ રૂષભ, દેવં જન્તોઃ પરંપદં ॥૫॥

પઠંતિ ચેદિદં સ્તોત્ર, માદિ દેવાદિ નામકં ॥
આદિદેવ પ્રસાદેન, સદાતિં યાંતિ માનવાઃ ॥૬॥
જીવન્મુક્તસ્ય જૈનર્ષેરાદિ દેવો ગતિ મર્મ ॥
જીવાત્મનામ્ મુક્તિદાતા સર્વેષામી પ્સિત પ્રદઃ ॥૭॥

इति आदिदेवादि नामकं स्तोत्र समाप्तम् ॥

---

## અથશ્રી શીતલનાથનું સ્તવન.

શીતલજીન સહજાનંદી, લહે અનોપમ સુખ આનંદી ॥
જસનામે પરમાનંદી, અહો ભવિ જીવ એ પ્રભુ સેવો ॥
દુનિઆમાં દેવ ન એવો, અહો ભાવિ જીવ એ પ્રભુ સેવો એ આંકણી.॥૧॥
જસ શીતલ અમૃત વાણી, જોજન ગામિની વખાણી ॥
સાંભળી બુઝયા ભવિ પ્રાણી ॥ અહો ભવિ૦ ॥૨॥
જસ નામે નિરમલ કાય, વળી રોગ જનમના જાય ॥
જસ સેવ્યા શિવ સુખ થાય ॥ અહો ભવિ૦ ॥ ॥૩॥
એવા પ્રભુની સેવા કીજે, નરભવનો લાહો લીજે; ॥
વળી દાન સુપાત્રે દીજે ॥ અહો ભવિ૦ ॥ ॥૪॥
પ્રભુ સમતા રસના દરિયા, વળી જ્ઞાન અનંતે ભરિયા;
પ્રભુ ધ્યાનથી શીવસુખ વરિયા. ॥ અહો ભવિ૦॥ ॥૫॥
પ્રભુ શીતળ નામ કહાવે, તસ સેવ્યા શીતળ સુખ પાવે,
વળી અષ્ટ કરમને ખપાવે, અહો ભવિ૦ ॥૬॥
પ્રભુ સુરત નગર બીરાજે, ભવિ જીવના સંકટ ભાંજે;
વળી મેઘ ધ્વની પરે ગાજે ॥ અહો ભવિ૦ ॥ ॥૭॥

પ્રભુ મુક્તિ વિજય પદ પામ્યા, તમ નામથી સવી દુઃખ વામ્યા;
વળી જય કમલા વિસરાવ્યા. ॥ અહો ભવિ૦॥ ॥૮॥
હરિપૂરે ચોમાસું કીધું, વળી મનવાંછીત ફળ લીધું;
તેણે કમલનું કારજ સીધ્યું અહો ભવિ જીવ એ પ્રભુ સેવો. ॥૯॥
સંપૂર્ણમ્.

---

## અથશ્રી કાવી રૂસભદેવજીનું સ્તવન.

આજ ઘડી રલીઆમણીરે, વાલા ભેટ્યા શ્રી જગનાથ;
આજ દિવસ સફલ થયો રે, મુને મળીઓ શીવપુર સાથ,
આજ ભલે ભેટયા હો ગુણદાયક નાયક નાભી નરીદ મલ્હાર. ૧
કાવી નગર સોહામણું રે, વાલા તિહાં શ્રી રૂસભ શ્રી જીણંદ;
સાસુ વહુના દેહરારે, વાલા દીઠડે હુવો આનંદ. આજ ભલે ૨
જોતા મનડું ગહગહે રે, વાલા સૂણતાં પાતીક જાય,
ગુણ કેટલા વરણવુંરે, વાલા નભ તારા ન ગણાય. આજ ભલે ૩
ધર્મનાથજીનું દેહરૂં રે, વાલા ઉંચું અપરંમપાર;
લાખો દ્રવ્ય લગાવિયારે વાલા ધન્ય તેનો અવતાર. આજ ભલે ૪
દેખી મન હરખ્યું ઘણું રે, વાલા સફલ કર્યો અવતાર;
પુરવ પુણ્ય સંજોગથી રે વાલા દેખ્યો પ્રભુ દેદાર. આજ ભલે ૫
સંવત્ ઓગણીસે ભલા રે, વાલા સાલ પંચાસની સાર;
ફાગણ સુદની ચોથમારે, વાલા ભેટયા પ્રભુ જયકાર. આજ ભલે ૬
મુક્તિવિજય મહારાજનો રે, વાલા ગુણ ગણનો નહિપાર.
લબ્ધિ કમલ તસ સેવતા રે, વાલા પામીજેભવપાર. આજ ભલે
ભેટયા હો ગુણ દાયક નાયક નભિ નરિંદ મલ્હાર. ૭ સંપૂર્ણમ્.

## અથ શ્રી જંબુસરમાં પદ્મપ્રભુજીનું સ્તવન.

પદ્મ પ્રભ જીન સદ્મસિરિના, તુજ ચરણ કમલમાં જે લીના હો;
મન મોહના જીનરાયા.
તે પામ્યા પ્રભુતા તુજ પદની, તુજ અકલગતિ અનહદની હો,
મન મોહના જીનરાયા.
મેં તો અવલંબ્યા તુજ પાયા હો; મન મોહનાજીનરાયા. ૧
એ આંકણી.
તુજપદ પંકજ ભ્રમર ન્યું લીનો, મુજ મન ભમરો થયો ભીનો હો.
મન મોહના૦
હવે મુજ બાંહ ગ્રહીને તારો, પ્રભુ ભવ જલ પાર ઉતારો હો.
મન મોહના૦ ૨
તુજ ગુણ ગણતાં પાર ન આવે, સુરગુરૂ સમજે પણ થાવે હો.
મન મોહના૦
પણ તુજ ભક્તિ તણા પરિણામે, મુજ મનકું ન રહે ઠામે હો,
મન મોહના૦ ૩
તું નિરમોહી નિરાગ નિબંધન, કર્યા અષ્ટ કરમ નિકંદન હો. મન૦
હવે મુજ કર્મ બંધનથી મૂકાવો, જીમ થાતું જગમાં ચાવો હો.
મન મોહન૦ ૪
શ્રી જંબુસર નગર નિવાસી, તુમ ભક્તિ મેં પરકાશી હો. મન૦
શાંતિ સનાત્ર દેખી મન હરખ્યું, ફાગણ શુદ બીજે નિરખ્યું હો.
મન મોહના૦ ૫
સંવત ઓગણીસે પચાસે, આ સ્તવન કર્યું ઉલાસે હો. મન૦
ત્રિજય મુક્તિપદ વરવા કાજે, વલી લબ્ધિ વિજયની સાજેહો. મન૦ ૬

કાવી બંદરની જાત્રા કરીને ગામ સારદ સ્થિરતા કરીને હો. મન૦
કહે કમલ વિજય બિરનામી, પ્રભુ તારો અંતર જામી હો.
મન મોહના જીનરાયા.
મેંતો અવલંબ્યા તુજ પાયા હો; મન મોહના જીનરાયા ૭ સંપૂર્ણમ્.

---

## અથ શ્રી ગંધારમાં મહાવીર જીન સ્તવન.

ગંધાર બંદર ગુણુ નીલો દુઃખ મેટારે, રાય સિદ્ધારથનંદ ભવિ જઇ ભેટોરે. આજ મેં નયણે નિરખિયો દુઃખ મેટારે, દિલડે ધરી આણુંદ. ભવિ જઇ ભેટોરે ૧. પ્રતિબોધ્યો ચંડ કોશિઓ, દુઃખ મેટારે. નંદી નગર મોઝાર ભવિ જઇ ભેટોરે. ૧ અપરાધીપણુ ઉદ્ધર્યા દુઃખ મેટારે, ગુણુ ગણુનોનહિં પાર. ભવિ જઇ ભેટોરે. કાનના ખીલા કાઢીયા દુઃખ મેટારે બ્રાહ્મણુ વાડ મોઝાર ભવિ જઇ ભેટોરે. બાવન જીનાલય વાંદીને, દુઃખ મેટારે. ૨ કરિયે સફલ અવતાર ભવિ જઇ ભેટોરે ધાણેરાવમાં વાંદિએ દુઃખ મેટારે મૂછાલ્ન મહાવીર ભવિ જઇ ભેટોરે !! જીવિત સ્વામીવાંદીને દુઃખ મેટારે !! મહુવા બંદર ધીર. ભવિ જઇ ભેટોરે. ૩. પાર્શ્વ પ્રભુના ગુણુની સ્તવી. દુઃખ મેટારે. ગંધાર ગુણુ નિધિ હોય. ભવિ૦ જાત્રા કરી મન હરખથી, દુઃખ મેટારે, ભવોભવ પાતિક ખોય ભવિ જઇ૦ ઓગણીસે પંચાસમાં, દુઃખ મેટારે, ફાગણુ માસ મોઝાર; ભવિ જઇને ભેટોરે શુદ તેરસે પ્રભુ ભેટીયાં, દુઃખ મેટારે, વરત્યો જય જયકાર, ભવિ જઇ ભેટોરે. ॥૬॥ મુક્તિવિજય મહારાજના, દુઃખ મેટારે; ગુણુ છે અપરંપાર. ભવિ જઇ ભેટોરે, લબ્ધિ મનોહર પામીને, દુઃખ મેટારે કમલ કહે નિરધાર, ભવિ જઇ ભેટોરે. ॥૭॥ સંપૂર્ણમ્

## અથશ્રી મુનિ સુવ્રતજીન સ્તવન.

શ્રી શીતલજીન ભેટીયે, કરી ચોખું ભકતે ચિત્ત હો. એ દેશી મુનિ સુવ્રતજી ભેટીએ, વીશમાં તિર્થંકર જેહ હો. ભ્રગપુર નગરે બિરાજતા, દીઠે વાધે અધિક સ્નેહ હો. મુનિ સુવ્રતજીન ભેટીએ॥૧॥ આજ મેં નયણે નિરખિયા પ્રભુ દીનાનાથ દયાલ હો; જીણુ દીઠે દુઃખ વીસર્યો, વલી પાપ ગયા પાયાલ હો મુનિ સુવ્રત૦ ॥૨॥ પ્રતિ બોધ્યો જેણે અશ્વને, પુરભવ મિત્ર ઉદાર હો; જીવીતદાન અપાવીને, હોવલી આપ્યું અણુસણુ સાર હો. મુનિસુ૦ ॥૩॥ દીનદયાલ કૃપાનિધિ, તસ આપ્યો સ્વર્ગનો ઠામ હો; તિમ મુજને પણુ તારશો, એવી આશા છે જગસ્વામ હો મુનિસુ૦ ॥૪॥ તુમ કરૂણાની લહેરમાં, મુજ સરિયાં સઘલાં કાજ હો:

સુરતરૂ મુજ આંગણુ ફૂલ્યો, જબ નિરખ્યા શ્રી જીનરાજ હો મુનીસુ. ૫
ઓગણીશે પંચાસમાં, ફાગણુવદિ ચોથ ઉદારહો,
ભરૂચ નગર જાત્રા કરી, તવ વર્ત્યો જય જયકારહો. મુનિસુ. ૬
બુદ્ધિ વિજય મહારાજના, ગુણુ મુક્તિ તણા દાતાર હો,
લબ્ધિ મનોહર પામીયે, ઇમ કમલ કહે નિરધાર હો,
મુનિસુવ્રત જન ભેટીયે, ૭ સંપૂર્ણમ્.

---

## અથ શ્રી શાંતિનાથજીની લાવણી.

શ્રી શાંતિજીનેશ્વરસ્વામ, સુખના ધામ, પરમ ઉપગારીઃ પરમ ઉપગારી.
પ્રભુ દરાપુરાના સંઘ તણા અધિકારી એ આંકણી. ૧
પ્રભુ દર્શનેશિવ સુખથાય ભવદુઃખજાય જ્ઞાન નિરધારી જ્ઞાન નિરધારી પ્રભુ

પ્રભુ સન્મુખ સુમતિનાથ, ભવોદધિ પાથ, પાર ઉતારી પાર ઉતારી પ્રભુ ૩,
પ્રભુ અઠ્ઠાઈ મહોચ્છવ થાય પુજાઓ ભણાય, ચોસઠ પ્રકારી ચોસઠ પ્રકારી
પ્રભુ. ૪
પ્રભુ સુમતિનાથ મહારાજ સફલદીન આજ સેવા લહી તારી સેવા લહી
તારી પ્રભુ. ૫
પ્રભુ ભક્તિ કરતા ભવોભવ પાતિક જાય, અનંત સુખ થાય કર્મ
ભયવારી કર્મ ભયવારી પ્રભુ. ૬
એમ સ્તવના કરી મેં આજ, કર્મક્ષય કાજ, શાંતિ દીલધારી શાંતિ
દીલધારી પ્રભુ. ૭
ઓગણીસમે ઓગણપચાસ, વરસમાં ખાસ, માસ શુચી ધારી માસ
શુચી ધારી પ્રભુ. ૮
શ્રી મુક્તિ વિજય ગણી શિષ્ય, લબ્ધિ સુજગીશ કમલ દિલધારી કમલ
દીલ ધારી, પ્રભુ દરાપુરાના સંઘ તણા અધિકારી પ્રભુ. ૯ સંપૂર્ણમ્.

---

## અથ શ્રી શાંતિનાથજીની લાવણી.

શ્રી શાંતિનાથ મહારાજ, ગરિબ નિવાજ, સુણો જીનવરજી.
સુણો જીનવરજી, સેવક શિરનામી, હાથ જોડી કરે અરજી. એ આંકણી.
તુમ શાંતિના દાતાર, પરમ સુખકાર, વસો મુજ મનમાં, વસો૦
તો ભાગે ભવની બીક, રહું હું મગનમાં. શ્રી૦ ૨
તુમ પસાયથી રહ્યો આંહી, પાદરા માંહી, ચોમાસું કરવા ચોમાસું૦
તુમ દર્શન કરીને, વેહલો ભવજલ તરવા. શ્રી૦ ૩
તુમ દર્શનથી મહારાજ, સર્યાં મુજ કાજ, રહી નહિ ખામી, રહી૦
મુજ પુરવ પુણ્યથી મળીયાં અંતર જામી. શ્રી૦ ૪

ઓગણીસેંને પંચાસ, વરસમાં ખાસ, ઓચ્છવ અતિ કીધો, ઓચ્છ૦
પ્રભુ શાંતિનાથનો પ્રસાદ ભુમિમાં પ્રસિદ્ધો. શ્રી૦ ૫
થયું ઉજમણું ને સમોશરણ બહુ ભારી શરણ બહુ ભારી;
વળી શાંતિ સનાત્રની, શોભા આવી સારી. શ્રી૦ ૬
તે દેખી મન પ્રસન્ન, આજ દિન ધન્ય, થયો હવે મારો, થયો૦
પ્રભુ વાસુપુજ્ય ભગવંત, ભવજલ તારો, શ્રી૦ ૭
તમે કરૂણાના ભંડાર, ભવિક હિતકાર, અનંત ગુણ ધારો. અનંત૦
તુમ કરૂણાથી મહારાજ, વલ્યો દિન મારો. શ્રી૦ ૮
શ્રી મુક્તિ વિજય મહારાજ, મુક્તિને કાજ, લબ્ધિ વિસ્તારો લબ્ધિ૦
કહે કમલ વિજય મુજ, ભવજલ પાર ઉતારો. શ્રી૦ ૯

---

સંપૂર્ણમ્.

## અથશ્રી ભરૂચમાં રૂષભદેવજીનું સ્તવન.

દેશી લલનાની.

આદિ જીન અવધારીયે લલના, લલ હો મહેર કરી મહેરબાન, એ પ્રભુ સેવોરે લલના; ભ્રગુપુર નગરે શોભતા લલના લલ હો કરીયે એક ચિત્તધ્યાન. એ પ્રભુ સેવોરે લલના. ॥૧॥ નાભીરાય કુલ ચાંદલો લલના, લલ હો મરૂદેવી માત મલ્હાર, એ પ્રભુ સેવોરે લલના; ભરત ભૂપ કર્યો કે વશી લલના, લલ હો આરિસા ભુવન મોઝાર, એ પ્રભુ સેવોરે લલના. ॥૨॥ બાહુબલિને મોકલ્યું લલના, લલ હો સનમુખ કેવલનાણ, એ પ્રભુ સેવોરે લલના; જુજ કરતાં વારિયા લલના, લલ હો પુત્ર અઠાણું સુજાણ, એ પ્રભુ સેવોરે લલના. ॥૩॥ બ્રાહ્મી સુંદરી ઉધરી લલના, લલ હો પુંડરિક કારજ કીધ, એ પ્રભુ

સેવોરે લલના; એકસો આઠ પરિવારશું લલના, લલ હો અષ્ટપદ ગિરિસિદ્ધ, એ પ્રભુ સેવોરે લલના. ॥૪॥ એમ અનેક તેં તારિયા લલના, લલ હો પોતાનો પરિવાર, એ પ્રભુ સેવોરે લલના; સાર કરો હવે માહરી લલના, લલ હો જાણી. પર ઉપગાર, એ પ્રભુ સેવોરે. ॥૫॥ ઉપગારી અરિહંતજી લલના, લલ હો રાગ રહિત ભગવાન, એ પ્રભુ સેવોરે લલના; મારા તારા મત કરો લલના, લલ હો કરિયે આપ સમાન, એ પ્રભુ સેવોરે લલના ॥૬॥ બાળક બુદ્ધિથી વિનવું લલના, લલ હો ખમજ્યો મુજ અપરાધ, એ પ્રભુ સેવોરે લલના; મુક્તિવિજય પદ પામવા લલના, લલ હો કમલને કરો નિરાબાધ, એ પ્રભુ સેવોરે લલના. ॥૭॥ સંપૂર્ણમ્

---

## શ્રી સુરતમાં સૂરજ મંડણ પાર્શ્વનાથજીનું સ્તવન.

નેમિ જીનેશ્વર નિજ કારણ કર્યાં છાંડી સકળ વિભાવજી. એ દેશી.

સુરજ મંડણ પારસ સેવીયે, સૂરત નગર મોઝારજી,
તે પ્રભુ કેરાં રે ચરણ કમલ નમી, સફલ કરો અવતારજી સુરજ૦ ૧
કમળ હેઠેથી રે નાગ ઉગારીયો વલી આપ્યા નવકારજી;
તે ધરણેંદ્રની પદવી પામીયો, જાણી પ્રભુ ઉપગારજી. સુરજ૦ ૨
ઉપસર્ગ કરવા કે આવ્યો દેવતા, મેઘમાલી એકવારજી;
કલ્પાંત કાલ રે મેઘ તણી પરે, વરસાવે જલ ધારજી. સુરજ૦ ૩
પ્રભુ નાસાયે રે પાણી આવીયું, તે દેખી તતકાળજી;
આવ્યો ધરણેન્દ્ર ત્યાં ઉતાવળો કષ્ટ કર્યું વિસરાલજી. સુરજ૦ ૪

પ્રભુ પસાયે સમકિત પામીયો, મેઘમાલી તેણીવારજી;
અપરાધી પણુ નાથે ઉદ્ધર્યા વલી કીધા ઉપગારજી. સુરજ૦ ૫
સંવત ઓગણીસેને પંચાસમાં, ચૈત્ર શુદિ મોઝારજી;
સુરત બંદરની જાત્રા કરી, દેખ્યો પ્રભુ દેદારજી. સુરજ૦ ૬
શ્રી બુદ્ધિ વિજય મહારાજના, મુકિત વિજય પટધારજી;
કમલ કહે પ્રભુ પારસ સેવતાં, પામી જે ભવપારજી. સુરજ૦ ૭

સંપૂર્ણમ.

---

## શ્રી રાંદેરમાં શ્રી નેમિનાથજીનું સ્તવન

ચોરી વ્યસન નિવારી—એ દેશી.

નિમે જીનેશ્વર શેવિયે, બ્રહ્મચારી હો સહુમાં શિરદારકે;
રાંદેર નગરે વિરાજતા, તસ સેવા હો કરો મનને પ્યારકે.
નેમિ જિનેશ્વર સેવિયે. ૧
પ્રતિબોધ્યો રહ નેમીને, વલી રાજુલહો તારી નિજ નારકે,
તોરણથી પાછા વળ્યા, પ્રભુ જાણીહો કંઇ અથિર સંસારકે. નેમિ૦
શબ્દ શુણી પશુઆં તણો, છોડાવ્યા હો સ્વામી તતકાલકે;
દિન અનાથને ઉદ્ધર્યા, કરી કરૂણા હો પ્રભુ પરમ દયાલ કે. નેમિ૦ ૩
શંખશબ્દ શુણી ચમકીયો. જે કૃષ્ણ હો બલભદ્ર સહિત કે;
બલ પરિક્ષાને કારણે, ભુજ વાલન હો કીધું શુભ ચિત્ત કે. નેમિ૦ ૪
કમલ નાવ પરે વાલીયો, કૃષ્ણ બાહુ હો નેમે ધરિપ્યાર કે;
ભય ચિન્તા મન ઉપની, નેમ લેશે હો મુજ રાજ્ય ઉદાર કે નેમિ૦ ૫
તે પણ કૃષ્ણને બુઝવી, લિયે દીક્ષા હો સહસાવન નાથ કે;
ઘાતિકર્મનો ક્ષય કરી, કેવલ હો લક્ષ્મીને સનાથ કે. નેમિ૦ ૬

વિજય મુક્તિપદ પામીયા, પ્રભુ નેમિ હો થયા ભવજલપાર કે;
કમલવિજય તસ સેવતાં, સુખ લહીયે હો અવિચલ નિરધાર કે.
સંપૂર્ણમ્. નેમિ જીનેશ્વર સેવીયે. ૭

---

## શ્રી ઓરપાડમાં શાંતિનાથજીનું સ્તવન.

સુરજ મંડણ પારસ સેવીયે—એ દેશી.

શાંતિ જીનેશ્વર ભાવે ભેટીયે, ઓરપાડ નગર મોઝારજી;
પ્રભુ ભેટયાથી રે સમકિત પામીયે, કરીયે ભવ જલ પારજી.
શાંતિ જીનેશ્વર ભાવે ભેટીયે. ૧
સમવસરણુની રે રચના સાંભરે, જોતાં પ્રભુ દુઃખ સારજી:
પ્રતિહારજ આઠ બિરાજતા, ભામંડલ ઝલકારજી. શાંતિ૦ ૨
ચાર મુખે કરી આપે દેશના, સુણે પરષદા બારજી;
જોજન ભૂમિ રે વાણી ગાજતી, વરસતી છલધારજી. શાંતિ૦ ૩
સહુકોના મન સંશય ટાલતા, દેશના શક્તિ અપારજી;
દેવ તિર્યંચ નિજ ભાષા સમજિયા, તાર્યા બહુ નરનારજી. શાંતિ૦ ૪
કનક કમલ નવ ઉપર ચાલતા, વિચર્યા દેશ વિદેશજી;
કોડી દેવા રે સેવા નિત્ય કરે, નહિં મન રાગ ને દ્વેષજી. શાંતિ૦ ૫
એહવા પ્રભુની રે સેવા કીજીયે, પામી નર ભવ સારજી;
કર્મ ખપાવી રે કેવલ પામીયે, સુખ લહીયે નિરધારજી. શાંતિ૦ ૬
વિજય મુક્તિ પદ અનોપમ પામીયા, સોલમા જીનરાયજી;
કમલ કહે પ્રભુ ભાવે ભેટતાં, નિત્ય શીવ સુખ થાયજી.
સંપૂર્ણમ. શાંતિ જીનેશ્વર ભાવે ભેટીયે. ૭

## અથ શ્રી સુરત બંદરના ઉચ્છવની ગુંહલી.

સુણુ સાહેલી જંગમ તીરથ, જોવા ઉભી રહેને;
મુનિ મુખ જોતા મન ઉલસે, તન વિકસે આપણુ એને. એ આંકણી.
મુનિ સમતા રસના દરિયા છે, સરધા સવેગે ભરિયા છે;
સંસાર સમુદ્ર તરીયા છે. સુણુ૦ ૧.
મુનિ પંચ મહાવ્રત પાળે છે, સંજમ તપને અજવાળે છે;
ખટકાય તણા રખવાળા છે. શુણુ૦ ૨.
ગુરૂ જ્ઞાન તણા ભંડારી છે, સહુ સંઘ તણા ઉપગારી છે;
વાણી અમૃતથી પ્યારી છે. સુણુ૦ ૩
વિનતિ કરી ગુરૂને લાવ્યા છે, શહેર સુરતમાં પધરાવ્યા છે;
સહુ સંઘ તણે મન ભાવ્યા છે.
જેઠ શુદ સાતમ નિરધારી છે, સાજનની શોભા સારી છે;
વરઘોડાની તૈયારી છે. સુણુ૦ ૫
ભગવતી સુત્ર વંચાવ્યાં છે, અક્ષતના થાલ ભરાવ્યા છે;
સ્વસ્તિક મોતીના પુરાવ્યા છે સુણુ૦ ૬
પૂજા આંગીઓ રચાણી છે, દેરાસરમાં મંડાણી છે;
સખિયો બહુ હરખ ભરાણી છે. સુણુ૦ ૭
નરનારી મળી બહુ આવે છે, સખી ધવલ મંગલ વરતાવે છે,
હરિપુર ચોમાસું ઠરાવે છે. સુણુ૦ ૮.
આજ અમ ઘર કલ્પતરૂ ફલિયા, પન્યાસ કમલવિજય મલિયા,
કેસરનાં મનવંછિત ફલિયા.
સુણુ સાહેલી જંગમ તીરથ જોવા ઉભી રહેને;
મુનિ મુખ જોતાં મન ઉલસે તન વિકસે આપણુ એને
સંપૂર્ણમ. સુણુ૦ ૯.

## અથ શ્રી ગુરૂ ગુણ સ્તવનની ગુંહલી.

સુણ રે સાહેલી મુજ વિનતી રે, આજ આનંદ અપાર રે,
ચાલો વંદન જઈએ રે. એ આંકણી.
ગામ નગર પુર વિચરતા રે, કરતા બહુ ઉપગાર રે; ચાલો૦ ૧
અનુક્રમે આવી બિરાજીઆ રે, સુરત નગર મોઝાર રે. ચાલો૦
પન્યાસ કમલ વિજય ઇણુ નામે, અનોપમ ગુણ ઉદારરે; ચાલો૦ ૨
પઠન કરાવતા શિષ્યને રે, જ્ઞાન ધ્યાન એક તાન રે; ચાલો૦
જ્ઞાન ક્રિયાએ કરી શોભતા રે, ગુરૂ ગુણ છે અસમાન રે. ચાલો૦ ૩
મધુરી દીયે ગુરૂ દેશના રે, ભવ ભય ભંજન હાર રે; ચાલો૦
સુણતા સમકિત ઉપજે રે, મિથ્યા તિમિર નિવાર રે. ચાલો૦ ૪
સંઘ સકલ આગ્રહ કરીરે, વિનતી કરી મનોહાર રે; ચાલો૦
ભવ્ય જીવ પ્રતિ બોધવા રે, ચોમાસું કરે નિરધાર રે. ચાલો૦ ૫
સંઘ સકલ હવે આદરે રે, સૂત્ર ભક્તિ કરે સાર રે; ચાલો૦
ભગવતી સૂત્ર વંચાવતા રે, સુણંતા હરખ અપાર રે. ચાલો૦ ૬
સમકિત નિરમલ જેહથી રે, તેહ તણો અધિકાર રે; ચાલો૦
ઉછરંગ રંગ વધામણા રે, વર્ત્યો છે જય જયકાર રે. ચાલો૦ ૭
સહિયર સહુ ટોળી મલી રે, આવે ગુરૂ દરબારે રે,
ચિહું ગતિ ચુરણ સાથીઓરે, કરી વંદે નર નાર રે. ચાલો૦ ૮
વિજય મુક્તિ પદ પામવા રે, ગુરૂ ગણ સ્તવના કીદ્ધ રે; ચાલો૦
લબ્ધિ કમળને સેવતાં રે. કેસર કારજ સિદ્ધ રે. ચાલો૦ ૯

સંપૂર્ણમ્.

## અથ શ્રી કતાર ગામના ઉચ્છવની લાવણી.

શ્રી શાંતિ જીનેશ્વર સ્વામ સુખના ધામ, પરમ ઉપગારી (૨)
પ્રભુ ગામ કતારની રચના થઇ બહુ ભારી એ આંકણી. ૧
તે દેખી મન પ્રસન્ન આજ દિન ધન્ય, સફલ થયો મારો;
પ્રભુ ગામ ગ્રહીને ભવ જલ પાર ઉતારો. શ્રી શાંતિ. ૨
થઇ સમેત શિખરની રચના આણંદકારી, હું જાઉં બલીહારી;
વલી સમવસરણની શોભા આવી સારી. શ્રી શાંતિ. ૩
પ્રભુ પંચ કલ્યાણક ઉચ્છવ ભારી થાય, ધવલ ગવરાય; (૨)
તિંહા જન્મ સમયમાં ચૌદ સુપન ઉતરાય. શ્રી શાંતિ. ૪
વળી છપ્પન દિગકુમારીનો ઉચ્છવ ભારી, પ્રભુ ગામ કતારમાં
રચના થઇ બહુ ભારી
શુદ દશમીનો વરઘોડો મોટો ચડીયો, તિહાં વાદ વાજીંત્રનો
અંબરમાં જઇ અડીયો.
માણસનો જામ્યો ઠાઠ હજારો હજારી. પ્રભુ. ૫
તિહાં સાધુ સાધવી ઠાણા તેત્રીશ આવે, પ્રભુ દર્શન કરવા રચના
જોવા ભાવે.
જાણે સિદ્ધા ચલની હોય તલાટી સારી. પ્રભુ૦ ૬.
તિહાં સ્વામી વચ્છલ દિન આઠના થાવે.
વળી સંઘ સુરતનો ઉમંગ અધિક જણાવે.
શ્રી મુક્તિવિજય ગુરૂ લબ્ધિ પામી મનોહારી.
ઇમ કમલ કહે પ્રભુ ભેટયા સુખ નિરધારી શ્રી શાન્તી. ૭
સંપૂર્ણમ્.

---

## અથશ્રી કતાર ગામમાં સમોસરણનું સ્તવન.

એકવાર વચ્છ દેશ આવજો જિણંદજી—એકવાર વચ્છદેશ આવજો એ દેશી.

અનોપમ મૂરતી તારી જિણંદજી, અનોપમ મૂરતી તારી;
શાંતિજીન બલિહારી જિણંદજી, અનોપમ મૂરતી તારી એ આંકણી. ૧
સમવસરણમાં પ્રભુજી બિરાજે, ગામ કતાર મનોહારી,
જિણંદજી અનોપમ મૂરતી તારી;
આઠ પ્રતિહારજ પ્રભુશોભે ચોત્રિસઅતિશય ધારી.જિણંદજીઅનોપમ૦ ૨
જોજન ગામિની દેશના દેતા ભવિજનને હિતકારી; જીણંદજી.
અક્ષયપદ દેવા ભવિ જીવને, વાણી અમૃતથી પ્યારી, જીણંદજી અનોપમ૩
આત્મસ્વભાવમાં રમણ કરે પ્રભુ, પર પુદ્ગલ પરિહારી જીણંદજી.
આત્મસ્વરૂપ પ્રગટે પ્રભુ ભજતાં, ધ્યાન હૃદયમાં ધારી,જિણંદજી અનો૦૪
એવા પ્રભુના ગુણ સમરતાં, શિવરમણી વરે સારી; જિણંદજી.
વિજય મુક્તિપદ અનુભવ કરતા. કમલ કહે ભવપારી.
સંપૂર્ણમ્. જિણંદજી અનોપમ મૂરતી તારી. ૫

---

## અથશ્રી સમેત શિખરજીનું સ્તવન.

સમેત શિખરગિરિ વંદિએ રે, આણી મન ઉલ્લાસ,
ભેટંતાં ભવભય ટલે રે, સેવ્યા શિવપુર વાસ રે
ભવિયા પુજો એ ગિરિરાય નામે દુરિત પલાય રે ભવિયાં,
પુજો એ ગિરિરાય એ આંકણી. ૧
વીશે ટુંકે સિદ્ધ થયા રે, વર્તમાન જિન વીશ,
પગલાં તેહ જુહારતા રે, પાપ ખપે નિશ દિશ રે. ભવિયાં પુજો૦ ૨

વિશે શામલા પાસજી રે, મૂરતી અનોપમ રૂપ;
ચરણ કમલરજ જેહની રે, શીષ ચઢાવે ભૂપ રે. ભવિયાં૦ ૩
ટુકો બે ઉંચી ઘણી રે, જોતાં વિસ્મય થાય;
પાર્શ્વ ચંદ્રપ્રભ સેવતાં રે, ભવોભવ પાતિક જાયરે. ભવિયાં૦ ૪
રચના તે દેખી ભલી રે, ગામ કતાર મોઝાર;
પાપ પડલ દૂરે ગયા રે, દીઠો પ્રભુ દેદાર રે. ભવિયાં૦ ૫
સંકટ ચુરે દુઃખ હરે રે, જપતાં એ ગિરિરાય;
પાસ શામલના નામથી રે, અષ્ટ મહાસિદ્ધિ થાય રે. ભવિયાં૦ ૫
પૂજો ધ્યાવો ચિત્તથી રે, ગાવો ગીત રસાલ;
વિજય મુક્તિપદ પામવા રે, કમલ લહે શિવમાલ રે.

સંપૂર્ણમ્. ભવિયાં પૂજો એ ગિરિરાય. ૭

---

## અથ શ્રી નેમિનાથજીનું સ્તવન.

પ્રભુ નેમિ ગયા ગિરનાર છોડી સંસારને,
તજ્યા માત પિતા પરિવાર કે જાણી અસારને;
પ્રભુ તું પ્રાણ આધાર જગતના લોકને,
મારા જીવન જગદાધાર ટાલો મુજ શોકને. ૧
પ્રભુ છોડી રાજુલ નાર તોરણથી પાછા વળ્યા,
કરી પશુઆને ઉપગાર પોતે ગિરિવર ચલ્યા;
હવે લોકાંતિક જે દેવ આવે આદર કરી,
વરસાવે વરષીદાન પ્રભુજી કૃપા કરી. ૨

ત્રણુસેં અઠયાસી કોડ લાખ એંશી વલી,
દીયે સોનૈયાનું દાન પ્રભુજી અતુલ વલી;
હવે દીક્ષા લેવા કાજ પ્રભુજી સંચરે,
સહસા વન કરે નિવાસ રૈવતગિરિ ઉપરે. ૩
પ્રભુ સિદ્ધને કરી પ્રણામ સામાયિક ઉચરે,
કરવા ધાતી કર્મને દૂર જાય કર તપ કરે;
દિન ચોપન સુધી ઈમ પ્રભુજીએ તપ કર્યા,
દિન પંચાવનમે જ્ઞાન કેવલ રૂદ્ધિ વર્યા. ૪
પ્રભુ તારી રાજુલ નાર પોતાની જાણીને,
પછી વરિયા શ્રી જિનરાય મોક્ષ પટરાણીને;
પ્રભુ મુક્તિ વિજય મહારાજ હૃદયમાં સ્થાપજો.
તુમ ચરણુ કમલની સેવ નિરંતર આપ જ્યો. ૫

દોહા.

શ્રી શંખેશ્વર પય નમી, પામી સુગુરૂ પસાય,
જિન ચોવીશી વર્ણવું, સુણુતા સમકિત થાય; ૧
સમકિત પામે જીવડા, ભવગણુતીમાં ગણાય,
જો વલી સંસારે ભમે, તોપણુ મોક્ષે જાય. ૨

સંપૂર્ણમ્.

---

## અથ શ્રી રૂષભદેવ સ્તવન.

(જિમ જિમ એ ગિરિ ભેટીએ રે, તિમ તિમ પાપ પલાય સલુણા)
એ દેશી.

પ્રાણજીવન પરમેશ્વરૂ રે, આદીશ્વર અવધાર સલુણા;
મરૂદેવી માતા ઉરે રે, જનમ્યા જગદાધાર સલુણા,

જિમજિમ એ પ્રભુ સેવીયેરે, તિમ તિમ પાતિક જાય સલુણા.
એ આંકણી. ૧
નાભિરાય કુલ અવતર્યા રે, પાંચસે ધનુષ્યની કાય સલુણા,
વનિતા નગરીના ધણી રે વૃષભ લંછન જીનરાય સલુણા. ૨
લાખ ચોરાશી પુર્વનું રે, જીનવર આયુષ વિશાલ સલુણા;
યુગલા ધર્મ નિવારીયો રે, પ્રભુજી પરમ દયાલ સલુણા, ૩
અઢાર કોડા કોડી સાગરે રે, ધર્મ ચલાવણ હાર સલુણા,
જ્ઞાન કલા સવિ શીખવી રે, કરે ભવિને ઉપકાર સલુણા. ૪
એમ અનંત ગુણો ભર્યા રે, કહેતાં ન આવે પાર સલુણા,
વિજય મુક્તિવર પામવારે, ચરણ કમલ આધાર સલુણા. ૫

સંપૂર્ણમ્.

---

## અથ શ્રી અજીતનાથ સ્તવન.

( દેશી વણઝારાની. )

અજીત જીનેશ્વર સાહિબા મન મોહન મેરે, તમે છો પ્રાણ આધાર મન૦
જીત શત્રુ રાજા તણા મન મોહન મેરે,૦
નંદન અતિ મનોહાર મન૦ ૧
વિજયા માતાએ જનમીયા, મન૦
સાડાચારસેં ધનુષ કાય; મન૦
ગજલંછન પ્રભુ શોભતા, મન૦
લાખ બોતેર પુર્વનું આય. મન૦ ૨
વનિતા નગરીમાં ઉપન્યા. મન૦
ત્રિભુવનના શણગાર; મન૦

આશ્રય કરતાં પ્રભુ તણો — મન૦
પામે ભવ જલપાર — મન૦ ૩
માનવ ગણુ રીખ રોહની — મન૦
વૃશરાશી અરિહંત — મન૦
યોની ભુજંગમ ભય હરે — મન૦
કરે ઘાતિક કર્મનો અંત — મન૦ ૪
સપ્ત વરણુ તરૂ કેવલી — મન૦
જ્ઞાન મહોત્સવ સાર — મન૦
એક સહસ્ર શું શીવ વર્યા — મન૦
તુજ પદ પદ્મ આધાર — મન૦

ઇતિ૦

## અથ શ્રી સંભવનાથ સ્તવન.

( જ્ઞાન રયણુ રયણાયરૂરે સ્વામી રૂષભજીણંદ ) એ દેશી.

સંભવ જીનવર સેવીએરે, સુખ સંપતી દાતાર ॥
જીતારી કુલ અવતર્યા રે, ત્રીભુવનના આધાર ॥
ભવિયાં વંદો શ્રી ભગવાન ॥ જીમ હોય નિરમલ જ્ઞાનરે ભવીયાં વંદો
એ આંકણી ॥ સેના માતાએ જનમિયા રે ॥
ચારસેં ધનુષ્યની કાય ॥ તુરંગ લંછન શોભીત પ્રભુરે,
લાખ પુરવ સાઠ આયરે ॥ ૧
સાવથિ નગરીના ધણી રે, મિથુન રાશી સુખકાર ॥
પનગ યોની વર પામીયા રે, યોની નિવારણુ હારરે ॥ ભવિયાં. ૨
ચૌદ વરસ છદ્મસ્થમાં રે, વિચર્યા જગદાધાર ॥
સાલ વૃક્ષ તળે પમીયારે, કેવળ જ્ઞાન ઉદારરે ભવિયાં. ૩

સહસ્ત્ર પ્રતિસ્યું શિવ વર્યા રે, સંભવનાથ મહારાજ ॥
ત્રિજય મુકિતવર પામીને કમળના સિધ્યા કાજરેભિવિર્યા ॥ ૪

## અથ શ્રી અભિનંદન સ્તવન.

( શાસનનાયક શિવ સુખદાયક, જિન પતિ મારા. ) એ દેશી.
અભિનંદન જીનરાજ સુણો મુજ વિનતિ મારા લાલ ॥
તસ કુલે દિનકર છવ જનમ્યા જગપતિ મારા લાલ ॥૧॥
સાડાત્રણસે ધનુષ્યની દેહ શોભે અતિ મારા લાલ ॥
વનિતા નગરીના વાસી અરજ અવધારીએ મારા લાલ ॥
જાણી પોતાનો બાલ સેવકને તારીએ મારા લાલ ॥
તુમ વિણુ કવણુ આધાર ભવિકને તે કહો મારા લાલ ॥
સમરથ જાણી સાહેબ આશ્ચર્ય મેં લહ્યો મારા લાલ ॥ ॥૨॥
મન મનાવ્યા વિણુ હવે કેમ ચાલશે મારા લાલ ॥
તુમ પ્રસાદથી સેવક અમણો માલશે મારા લાલ ॥
એમ જાણી મહારાજ કૃપા દ્રષ્ટિ કરો મારા લાલ ॥
અપરાધ સર્વ ખમીને શેવકને ઉદ્ધારો મારા લાલ ॥ ॥૩॥
કંપી લંછન જિન રાજ અનંત ગુણે ભર્યા મારા લાલ ॥
આશ્ચર્ય કરતા ભવિજીવ ભવસાગર તરયા મારા લાલ ॥
પચાસ લાખ પૂરવનું આયુષ્ય પુરણુ કરે મારા લાલ ॥
મોક્ષ વધુ વરવાની હોંશ હૈયે ધરે મારા લાલ ॥ ॥૪॥
સાથે એક હજાર સલુણા શોભતા મારા લાલ ॥
અનેયા અણગાર ગુણે કરી ઓપતા મારા લાલ. ॥
શિવસુંદરીની લ્હેરે પ્રભુજી મહાલતા મારા લાલ ॥
ત્રિજય મુક્તિવર પામી કમલને નિહાળતા મારા લાલ ॥ ॥૫॥

## અથ શ્રી સુમતિનાથ સ્તવન.

( પ્રીતલડી બંધાણીરે અજીત જીણંદશું ) એ દેશી.

સુમતિ જિન સેવો પ્રાણીરે ચડતે રંગશું,
પિતાજી મેઘરાય જાણીરે અધિક ઉમંગ શું ॥
વિજયંત વિમાનથી આવ્યા રે પ્રભુ જ્ઞાને કરી,
કૌશલ્યા નગરી સોહાયા રે થિરતા ત્યાં કરી ॥ સુમતિ જિન૦
માતા મંગલાની કુખે રે અતિ આદર કરી,
રહ્યા પ્રભુજી ત્યાં સુખે રે દીનતા પરીહરી ॥
મઘા નક્ષત્રે જનમ્યા રે ક્રૌંચ લંછન ધરી,
કંચન વરણી છે કાયા રે રાક્ષસ ગણુ વરી ॥ સુમતિ જિન૦
ચોસઠ ઇંદ્રે નવરાવ્યા રે જન્મ ઓચ્છવ કરી,
મેરૂ પર્વતની ઉપરે રે રત્ન કલશ ભરી ॥
ઇમ અનુક્રમે પામ્યા રે જોવન વય ધણી,
ભોગવી ભોગને વામ્યા રે શ્રી ત્રીભુવન ધણી ॥ સુમતિ જિન૦
લોકાંતિક દેવ ત્યાં આવે રે અતિ આદર કરી,
પભુજીને સમજાવે રે ભલા ભાવે કરી ॥
વરસી દાન વરસાવે રે પ્રભુજી દીક્ષા વરે,
અયોધ્યા નગરી માંહી રે નિજ કારજ કરે ॥ સુમતિ જિન૦
પી પંગુ વૃક્ષની હેઠે રે જ્ઞાન કેવળ વર્યા,
ચાળીસ લાખ પૂર્વ આયુ રે પાળી ભવજળ તર્યા ॥
સુમતિ જિન સેવા કરતાં રે સુમતિ સુખે વરે,
વિજય મુક્તિ વર પામી રે ચરણ કમળ ધરે ॥ સુમતિ જિન૦

## અથ શ્રી પદ્મ પ્રભુજીન સ્તવન.

( અમે ધુપની પૂજા કરીએ રે, હો મન માન્યા મોહનજી ) એ દેશી.

તુમે પદમ પ્રભુજી સેવો રે હો મન માન્યા મોહનજી ॥
એ છે મોક્ષ વધુનો મેવો રે હો મન માન્યા મોહનજી ॥
માતા સુસિમા સુત જાણોરે હો મન માન્યા મોહનજી ॥
પિતા ધર રાય વખાણો રે હો મન માન્યા મોહનજી ॥
કોશંબી નગરીમાં જાયા રે હો મન માન્યા મોહનજી ॥
દેવ દેવીએ હુલરાવ્યા રે હો મન માન્યા મોહનજી ॥
ત્રીસ લાખ પૂરવનું આયુ રે હો મન માન્યા મોહનજી ॥
અઢીસેં ધનુષની કાયા રે હો મન માન્યા મોહનજી ॥
ચોત્રીસ અતિશય છાજે રે હો મન માન્યા મોહનજી ॥
ગુણ પાંત્રીશ વાણી બિરાજે રે હો મન માન્યા મોહનજી ॥
ત્રિગડે બેસી જીન રાયા રે હો મન માન્યા મોહનજી ॥
બાર પર્ષદા ને મન ભાવ્યા રે હો મન માન્યા મોહનજી ॥
યોજન ગામિની જે વાણી રે હો મન માન્યા મોહનજી ॥
બીજા સાંભલીને ભવિ પ્રાણીરે, હો મન માન્યા મોહનજી ॥
નહી ધરે વિરોધ ત્યાં કોઇનેરે, હો મન માન્યા મોહનજી ॥
અચરિજ પામ્યા સહુ જોઇનેરે, હો મન માન્યા મોહનજી ॥
એવા પ્રભુજીના અતિશય જાણી રે હો મન માન્યા મોહનજી ॥
તમે આશ્રય કરો ભવિ પ્રાણીરે, હો માન્યા મોહનજી ॥
તો વિજય મુક્તિ વર પામીરે, હો માન્યા મોહનજી ॥
કમલને નહીં કશી ખામીરે હો મન માન્યા મોહનજી ॥

## અથ શ્રી સુપાર્શ્વનાથ સ્તવન.

શુભ ગતિ થાશે હમારી, સુપાર્શ્વજીન શુભ ગતિ થાશે હમારી

(એ દેશી) અબ લહી સેવા તુમારી, સુપાર્શ્વજીન. શુભ ગતિ થાશે હમારી. ।। નરક નિગોદમાં રૂલતો હું આવ્યો, માનવ ભવ મોઝારી ।।૧।। આર્યક્ષેત્રને ઉતમ કુલ વલી, પામવું દુર્લભ ભારી, એ આંકણી૦ ।। ઉત્તમ કુલ પામીને પણ વલી, જાતિ દુર્લભ જાણો; ।। જોગ મલ્યા વિણ તેહનુ પામવું અપરિમાણો. સુપાર્શ્વ૦ ।। શુભ. ।।૨।। શાસ્ત્ર શ્રવણ પામીને પણ વલી, શ્રદ્ધા દુર્લભ ભારી; શ્રદ્ધાવિણ ભટકયો હું ભવ ભવ કાલ અનંત મોઝારી, સુપાર્શ્વ૦ ।। શુભ. ।।૩।। શ્રદ્ધા શુદ્ધ પામીને પણ વલી વીર્ય, વીર્ય તે દુર્લભ હોય. ।। ધર્મ વિર્ય ફેરવ્યા વિણ પ્રાણી. પાર પામે નહી કોય, સુપાર્શ્વ૦ ।। શુભ. ।।૪।। તે સવિ વાત હું પુન્યથી પામ્યો, અબ તુમ ચરણે આધારો, અપરાધ સર્વ ખમી સેવકના, અબ ભવ પાર ઉતારો. સુપાર્શ્વ૦ ।। શુભ. ।।૫।। પૃથ્વી નંદન ભવદુઃખ કંદન, પિતા પ્રતિષ્ટિત જાણો વાણારસી નગરીમાં જનમ્યા, ઉચ્છવ અધિક મંડાણો સુપાર્શ્વ૦ ।। શુભ ।।૬।। વીસલાખ પૂરવનું અનોપમ, પામી ઉત્તમ આયઃ શિવ સુંદરી વરવાને કાજે, મોક્ષ નગરીમાં જાય સુપાર્શ્વ૦ શુભ ।।૭।। જાનૈયા અણગાર લહીને, પંચસયા પરિવાર અષ્ટ કર્મનો, અંત કરીને, પામ્યા ભવનો પાર. સુપાર્શ્વ૦ ।। શુભ ।।૮।। તુમ ગુણ ગાતા પાર નહિ આવે, પુરવ કોડ મોઝાર; વિજય મુક્તિ વર પામવા કાજે, ચરણ કમલ આધાર; સુપાર્શ્વ૦ ।। શુભ ।।૯।।

---

ઇતિ.

## અથશ્રી ચંદ્ર પ્રભુજીનું સ્તવન.

(જિનજી ત્રેવીસમો જિનપાસ આશ મુજ પૂરવે રે લોલ) એ દેશી.

જિનજી ચંદ્ર પ્રભુ જિનરાજ સુણો મુજ વીનતીરે લોલ
જિનજી ત્રણ છત્ર શિરતાજ તું ત્રીભોવન પતિરે લોલ
જિનજી ત્રણ ગઢ ઝાકઝમાલ સિહાસન શોભીએરે લોલ
જિનજી કનક કમલ નવ ઉપર પ્રભુ પગલાં દીએરે લોલ ॥૧॥
જિનજી સહસ્ત્ર જોજન ધ્વજ ઉંચો અતિશય શોભતો રે લોલ
જિનજી દેવ દુંદુભીરો નાદ ભવિ કને ક્ષોભતોરે લોલ
જિનજી ચાર મુખે દીએ દેશના અમૃત સમ ઘણી રે લોલ
જિનજી યોજનગામિની વાણી વરસતા જશધણી રે લોલ ॥૨॥
જિનજી. છત્ર ચામરની શોભા નવિ જાયે કહી રે લોલ
જિનજી ચોત્રીશ અતિશય પાંત્રીશ વાણી ગુણે સહી રે લોલ
લખમણા રાણીના જાયા કે, નગરી ચંદ્રાવતી રે લોલ
જિનજી દોઢસો ધનુષની કાયા કે લંછન ઉડુપતિ રે લોલ ॥૩॥
જિનજી મહસેન મહારાય, કુલે પ્રભુ અવતર્યા રે લોલ
જિનજી દશલાખ પુર્વનું આયુ પાલી ભવ નિસ્તર્યા રે લોલ
જિનજી મુનિવર એક હજાર સલુણા શોભતા રે લોલ
જિનજી જાનૈયા અણુગાર ગુણેકરી ઓપતા રે લોલ. ॥૪॥
જિનજી મોક્ષ વધુ વરવાને સિદ્ધપણે ગયા રે લોલ
જિનજી આશ્રય કરતાં ભવિના; કારજ સિદ્ધ થયાં રે લોલ
જિનજી તુજ ઉત્તમ પદ પદ્મની સેવા જે કરે રે લોલ
જિનજી વિજય મુક્તિવર પામીરે ચરણ કમલ વરે રે લોલ. ॥૫॥

ઇતિ ॥

## અથ શ્રી સુવિધિનાથ સ્તવન.

( તીરથની આશાતના નવિ કરીએ) એ દેશી.

સુવિધિ જિનની સેવના ભવિ કરીએ–હાંરે ભવિ કરીએ રે ભવિ કરીએ
હાંરે નિજ આતમ ખજાનો વરીએ હાંરે તરીએ ભવપાર. સુવિધિ૦ ૧
આતમ સુખે કરી આવર્યા જે પ્રાણી હાંરે કરી તેણે ઉત્તમ કમાણી
હાંરે વર મોક્ષવધુ પટરાણી હાંરે જોતાં જગતના ઠાઠ. સુવિધિ૦ ૨
પૂરણતા જે પરોપધિની ભવિ પ્રાણી, હાંરે તે તો પાચેલ ઘરેણું જાણી
હાંરે સ્વભાવની પૂરણતા આણી હાંરે જાતિ રત્ન સમાન. સુવિધિ૦ ૩
વસ્તુ વિનાની પૂર્ણતા જેહ ભાખી હાંરે તે તો વિકલ્પને ઘેર રાખી
હાંરે કલ્લોલ સમુદ્ર છે સાખી હાંરે ઉછળતા પ્રમાણ. સુવિધિ૦ ૪
પુરણાનંદ જે આતમા હવે જાણો હાંરે નિશ્ચલ સ્વભાવ વખાણો
હાંરે થિર ખીરસાગર પરિમાણો હાંરે થિરતા પરિણામ. સુવિધિ૦ ૫
તૃષ્ણા કૃષ્નાહી જંગુલી મંત્ર ભાખ્યો હાંરે જ્ઞાન દૃષ્ટિ જાગૃતી રાખ્યો
હાંરે શિવસુખના સ્વાદને ચાખ્યો હાંરે દીનતા કરી દૂર. સુવિધિ૦ ૬
દૈત્ય વીંછીની વેદના જે ભાંખી હાંરે તે તો કાઢી દૂરે નાખી
હાંરે પુરણાનંદ નવિ રાખી હાંરે જાણી ઝેર સમાન. સુવિધિ૦ ૭
આતમસ્વભાવની પૂર્ણતા પ્રભુપાયા હાંરે સુવિધિ જીનરાયા
હાંરે વિજય મુક્તિપદ પાયા હાંરે કમલના આધાર. સુવિધિ૦ ૮

---

## અથ શ્રી શીતલનાથ સ્તવન.

(વિમલાચલ વિમલા પ્રાણી) એ દેશી.

શીતલજિન સેવો પ્રાણી વરવા મુક્તિ પટરાણી
પૂરણતા પૂરણ આણી, કરો આતમતણી કમાણી. ॥
સનેહી સંત એ પ્રભુ સેવો, હાંરે દુનીયામાં દેવ નહીં એવો ॥ સ૦ ૧

જેણે કરી કલ્પી પૂરાયે, તે પૂર્ણતા નવિ કહેવાયે.
પૂરણાનંદ આતમરાય, દ્રષ્ટિ પંડિત કહેવાય. ॥ સ૦ ૨
અપૂર્ણુ તે પૂર્ણતા પામે, પૂર્વમાણુ તે હીન પરિણામે;
પુદ્દગલના ભાવને વામે, તો શાશ્વતા સુખને પામે. સ૦ ૩
અપૂર્ણાનંદ સ્વભાવે, જગત સહુ અચરિજ પાવે;
જો એક મને કરી ધ્યાવે, તો મોક્ષ નગરીમાં જાવે. ॥ સ૦ ૪
પર સત્વ કરી જે માચે, રાજા પણ ન્યૂનતા જાચે;
શાસ્વત સુખે કરી રાચે, નહીં ઇંદ્રથી ન્યૂનતા યાચે. ॥ સ૦ ૫
અજ્ઞાન અંધારો પક્ષ, પરીક્ષણુ થયે પરતક્ષ;
વિધુ પૂરણાનંદ સમક્ષ, કલા સાત તે સકલાધ્યક્ષ. ॥ સ૦ ૬
ઇમ આતમ પૂરણુતા પાયા, દસમાજિન શીતલરાયા;
વિજય મુક્તિ પદ પામ્યા, કમલના મનમાં ભાવ્યા. ॥ સ૦ ૭

॥ ઇતિ ॥

## અથ શ્રી શ્રેયાંસ જિન સ્તવન.

(ચોવીશ દંડક વારવા હું વારી, ચોવીશમો જિન ચંદરે
હું વારી લાલ.) એ દેશી.

શ્રેયાંસ જિનવર સેવતાં હું વારી દુઃખ દોહગ સવિ જાય રે હું૦
ભજતા પૂરણુ પામીને હું વારી, આતમ સ્વરૂપ ઓળખાય રે હું૦
શ્રી શ્રેયાંસ જિનવર સેવીએ હું વારી ॥૧॥
ઇંદ્રિ સમૂહને વશ કરી, હું વારી૦ ચિત્ત સમાધિમાં રખાય રે હું૦
જ્ઞાન વિભ્રાંતિ ધારણુ કરે હું વારી૦ તો મુજ એવો કહેવાય રે હું૦
જ્ઞાન અમૃતની લેહેરથી હું વારી૦ સમુદ્ર સમા જે ગણાય રે હું૦

તે પરમાનંદ સ્વરૂપમાં હું વારી૦ ભજતા જશ સુખદાય રે, હું૦
વિષય મદ્દેતસ ચાલવું હું વારી૦ તે હળાહળ વિષ જાણી રે, હું૦
વિષય ભુજંગની ચોટમાં હું વારી, ઉગરે કુણુ ભવિ પ્રાણી રે. હું૦
સ્વભાવ સુખમાંજ મગન છે હું વારી૦ જગતના તત્વને જોઇ રે.હું૦
અન્ય પદાર્થનું તેહને હું વારી૦ કરવાપણું નથી હોય રે. હું૦
પરબ્રહમ સુખમાં મગન છે હું વારી૦ પુદ્ગલિકથી તસ ફોકરે. હું૦
સોનાનો મદ તસ શું કરે હું વારી૦ શું કરે તસ દારા લોક રે. હું૦
ઇમ નિજ મગનતા રહે હું વારી૦ અગ્યારમા જિનરાય રે. હું૦
વિજય મુક્તિવર પામવા હું વારી ચરણ કમળ સુખદા રે. હું૦

ઇતિ.

---

## અથ શ્રી વાસુપુજય જીન સ્તવન.

વિહરમાન ભગવાન સુણો મુજ વિનંતી (એ દેશી.)

વાસુપુજય જિનરાજ સુણો મુજ વીનતી જગતારક જિનરાજ તુમે ત્રિભુવનપતી ચંચલ ચિત થકી હું ભમીયો ભવભવે નિજ વિતકની વાત કહુ સ્વામી હવે ॥૧॥ હું સ્વભાવને છોડી રમ્યો પરભાવમાં નિધિ સમીપ હતો પણ નાવ્યો દાવમાં થિરતાના પરિણામ જો થાય તો દેખીએ તે વિના નિધિ રતનને પામી ઉવેખીએ ॥૨॥ લોભ અને વિક્ષોભજે કુરચક દ્રવ્ય કહ્યો તેણે કરી જ્ઞાન દુધનો નાશ તેમેં લહ્યો તે અસ્થિરપણાથી હું આપદા પામીયો, અબ તુંમ દરશન દેખી સર્વ દુઃખ વામીઓ ॥૩॥ વાસવવંદિત વાસુપુજય ચંપા પુરી વસુપુજય કુલ ચંદ્રમાં માતા જયા સુરી શિતેર ધનુષ પ્રમાણ તે કાયા

જાણીએ લાખ બોંતેર વર્ષનું આયુષ્ય વખાણીએ ાા૪ાા મહીષ લંછન જિનરાજ અનંત ગુણે ભર્યા અસ્વયોનિ કુંભરાશીથી. રાક્ષસ ગણ વર્યા મૌન પણે એક વર્ષ પ્રભુ તપસ્યા કરે પાડલ વૃક્ષની હેઠલ જ્ઞાન કેવલ વરે ાા૫ાા વિચર્યા દેશ વિદેશ ભવિકને તારતા યોજન ગામિની વાણી પ્રભુ વિસ્તારતા ષટ સત સાથે મોક્ષ વધુ વરવા ગયા વિજય મુક્તિવર પામી કમલનાં કારજ થયા ાા૬ાા ઇતિ

---

## અથશ્રી વિમળનાથ સ્તવન.

(ત્રીશલા નંદન ચંદન ચિત દર્શન અનુભવ કરીએ) એ દેશી

વિમલ જિણંદશુ લાગી પ્રીત દર્શન અનુંભવ કરીએ
નિત્ય સ્વામી સેવીએ અષ્ટમ સ્વર્ગથી ચવિયાખાસ
કંપિલ પુરમાં કરતાં વાસ સ્વામી. ૧
માતા શામાની કુખે મલ્હાર કૃતવર્મા નૃપ કુલ અવતાર સ્વામી.
લંછનરાજે વરાહનું સાર, સાઠ ધનુષની કાયા ઉદાર સ્વામિ.
સાઠ લાખ વર્ષનું આયુ પાલી, મોક્ષનગરમાં જાય સ્વામી.
માનવગણુ મીનરાશી સાર યોની છાગતણી મનોહાર સ્વામી.
દોય વરસ તપ કરી ભગવંત, ઘાતી કર્મનો કરતા અંત સ્વામી,
જંબુ વૃક્ષની હેઠળ સાર, વરીયા કેવળ જ્ઞાન ઉદાર સ્વામી.
ખટ સહસ્ત્ર મુનિવરની સાથ, શિવ સુંદરીને પરણ્ય નાથ સ્વામી,
રંગ મહોત્સવમાં નાટક થાય, મોહ મહિ પતિ રોતો જાય સ્વામી.
અનંત ચતુષ્ટથી વરયા અરિહંત, જે સુખનો નહિ આવે અંત સ્વામી.

તુમ ગુણુનો એક અંશજ થાય, તો ભવિનાં દુખ દુરે જાય સ્વામી,
વિમલ વિમલ પદ પામ્યા સાર, હવે અમારી લેજો સંભાળ સ્વામી,
વિજય મુક્તિવર પામીને આજ, કમલ વિજયનાં સિધ્યાં કાજ સ્વામી.

## અથ શ્રી અનંતનાથ સ્તવન.

( ખિણુ ખિણુ સાંભરો શાંતિ સલૂણા—એ દેશી. )

અનંત જિનેશ્વર ચરણુની સેવા, કરતાં પામિએ મોક્ષના મેવા ॥અનંત॥
અનંત જિણંદનું નામ જપંતાં, જ્ઞાન અનંત અનંત લહુના ॥અનંત॥
ચાર ગતીમાં ફીરતાં મેં પાયા, છોડું નહિ અબ ચરણ પ્રભુના ॥અનંત ॥
દેવલોક દશમા થકી આવ્યા, નગરી અયોધ્યા વાસ કરંતા ॥અનંત ॥
માતા સુજસાએ પ્રભુ જાયા, સિંહસેન કુલ જાસ ઠરંતાં ॥અનંત ॥
લંછન સીંચાણાતણું પામ્યા, કાયા ધનુષ પંચાસ સોહંતા ॥અનંત ॥
ત્રીસ લાખ વર્ષનું આયુ દેવ ગણે જગજીવ મોહંતા ॥અનંત ॥
રેવતીએ જનમ્યા પ્રભુ રાયા, દેવ દેવીએ મળી હુલરાવ્યા ॥અનંત ॥
ત્રણુ વર્ષ છદ્મસ્તમાં રહેતાં, પીપલ વૃક્ષે કેવળ પામ્યા ॥અનંત ॥
સમવસરણુ મળ્યા સુર કોડી, સેવા માગે બે કર જોડી ॥અનંત ॥
યોજન ગામિની વાણી પ્રકાસે, ભય સાતે ત્યાં દૂરે નાસે ॥અનંત ॥
આકાશે દેવ દુંદુભી વાજે, પ્રાતિહાર્ય એમ આઠ બિરાજે ॥અનંત ॥
શિવ વધુ રૂડી વરવા કાજે, મુનિવર સાત સહસ્રસ્યું રાજે ॥અનંત ॥
નાથ અનંતના ગુણુ અનંતા. સુખ અનંત વર્યા જિન રાયા ॥અનંત ॥
વિજય મુક્તિવર આપવા કાજે, કમલ વિજયના મનમાં આયા ॥અનંત ॥

---

ઇતિ.

## અથ શ્રી ધર્મનાથ જિન સ્તવન.

( પ્રથમ જિનેશ્વર પૂજવા સૈયર મોરી, અંગઉલટ ધરી આવ–હો
સૈયર ) એ દેશી.

ધર્મ જિનેસ્વર પૂજવા સૈયર મોરી, પુજો અધિક ઉમંગ હો ॥
કેશર ચંદન મૃગ મદે સૈયર મોરી, પુજો અધિક ઉમંગ હો ॥
સહજ સલુણો મારો સમ સુખલીનો મારો ॥
કામથી બીનો મારો, વૈરાગે ભીનો મારો ॥
સાહેબો સૈયર મોરી જય જય ધર્મ જિણંદો હો ॥ ૧ ॥
વિજય વૈમાનથી આવ્યા સૈયર મોરી, રત્નપુરે અવતાર હો ॥
માતા સુવ્રતાની કુંખે સૈયર મોરી, જન્મ્યા જગદાધાર હો ॥૨॥
પુષ્પ નક્ષત્રે જન્મ્યા પ્રભુ સૈયર મોરી દેવગણે અભિરામ હો ॥
કર્કરાશી પ્રભુજી તણી સૈયર મોરી, વજ્રલંછન ગુણધામ હો સૈયર ॥૩॥
ભાનુગય કુલ ઉપન્યા સૈયર મોરી ધનુષ પિસ્તાલીશ કાય હો
રત્નપુરે દીક્ષા લીએ સૈયર મોરી, દશ લાખ પૂર્વનું આય હો.
સૈયર ॥ ૪ ॥
ત્રણ પલ્યોપમ આંતરે સૈયર મોરી, પ્રવર્તનહાર હો ॥
ગચ્છ તેતાલીશ થાપિયા સૈયર મોરી, ગણધર પણ મનોહાર હો
સૈયર ॥ ૫ ॥
હરિ વન વૃક્ષની હેઠલે સૈયર મોરી, છઠ તપે ચઉ વિહાર હો ॥
ઘાતિ કર્મ ખપાવીને સૈયર મોરી, કેવળજ્ઞાન ઉદાર હો
સૈયર ॥ ૬ ॥
અડસઠ મુનિસ્યું શિવવર્યા સૈયર મોરી, ધર્મનાથ મહારાજહો ॥
વિજય મુક્તિ વર પામીને સૈયર મોરી, કમળના સિધ્યા કાજ હો
સૈયર ॥ ૭ ॥

## અથ શ્રી શાંતિનાથ સ્તવન.

(હાંરે મારે ઠામધર્મના સાડી પચવીશ દેશ એ દેશી.)

હાંરે મારે શાંતિ જીણુંદશું લાગ્યો અવિહડ રંગ જો,
ભંગ ન પાડશો ભક્તિમાં કોઇ જાતનો રે લોલ ॥
હાંરે મારે નામ જપંતાં ઉછલે હરખ તરંગજો,
રંગ વધ્યો ઘણો સુખકારી ભલી ભાતનો રે લોલ ॥૧॥
હાંરે મારે સ્થાપના દેખી અનુભવ પ્રભુનો થાય જો,
સમવસરણની રચના સઘળી સાંભરે રે લોલ ॥
હાંરે મારે ભાવ અવસ્થા ભાવતાં પાતિક જાય જો,
પ્રતિહાર્યની શોભા કહું હવે ભલી પરે રે લોલ ॥૨॥
હાંરે મારે વૃક્ષ અશોકે સુર પુષ્પ વૃષ્ટિ ઘણી હોય જો,
દીવ્યધ્વની સુર ચામર વિંજાયે ઘણાં રે લોલ ॥
હાંરે મારે આસનને ભામંડલ પૂંઠે જાય જો,
દુંદુભી દેવને છત્રતણી કાંઇ નહીં મણા રે લોલ ॥૩॥
હાંરે મારે જઘન્ય થકી પણ ક્રોડ દેવ કરે સેવ જો,
કનક કમલ નવ ઉપરે પ્રભુ પગલાં ઠવે રે લોલ ॥
હાંરે મારે ભક્તિભાવથી પામે શાસ્વત મેવજો
ભાવ અવસ્થા વરણવી કહું હવે રે લોલ ॥૪॥
હાંરે મારે માતા અચિરા વિશ્વસેન મહારાય જો,
હસ્તીનાપુર નગર નિવાસી જાણીએ રે લોલ ॥
હાંરે મારે મૃગલંછન પ્રભુ લાખ વર્ષનું આયજો,
ચાલીસ ધનુષનું દેહમાન વખાણીએ રે લોલ ॥૫॥

હાંરે મારે સમચઉરસ સંસ્થાને શોભિત કાય જો,
ચોત્રીશ અતિશય પાંત્રીશ વળી ગુણે ભર્યા રે લોલ ॥
હાંરે મારે દોષ અઢાર રહિત શિવપૂરના સાથ જો
આશ્રય કરતાં ભવિજન ભવસાયર તરે રે લોલ ॥૬॥
હાંરે મારે સૂત્ર ઠાણાંગે કહ્યા નિક્ષેપા ચાર જો,
મુઢમતિ નવિ માને શું કરવું તિસે રે લોલ ॥
હાંરે મારે વિજયમુક્તિ ગુરૂ ચરણ કમલ આધાર જો,
સૂત્ર ઉવેખી નર દંડકમાં તે જશે રે લોલ ॥૭॥ ઇતિ

---

## અથ શ્રી કુંથુનાથ જિન સ્તવન.

(આદિ જીનેશ્વર ભેટતાં દુઃખ મેટોરે, થાય શિવરમણી સંજોગ ॥ ભવિ જઇ ભેટોરે.) એ દેશી.

કુંથુ જિનેશ્વર સેવતાં, સુખ મેવો રે. થાય મોહની કર્મનો અંત ભવિ તુમે સેવો રે ॥ અમોહાસ્પદ પામીને દુઃખ ખેવો રે. જાય ભવ ભવ કેરો ફંદ ભવિ તુમે સેવો રે ॥ ૧ ॥ નહીં હુંને માહરૂં મન એવો રે. એ છે મોહ તણો પ્રતિમંત્ર ભવિ તુમે સેવો રે ॥ આ હું ને આ માહરૂં મન એવો રે. તે છે મોહ રાજાનું શસ્ત્ર ભવિ તુમે સેવો રે ॥૨॥ શુદ્ધાત્મ દ્રવ્ય તે હુંજ છું એમ ટેવો રે. શુદ્ધ જ્ઞાન ગુણો મુજ ભવિ તુમે સેવો રે ॥ નહીં અન્યને માહરૂં પણ જાણો રે છે નહીં જગમાં કોઈ ઇતિ પ્રમાણો રે ॥૩॥ મોહ મહીપતિ જીતવા માંહી શાણો રે. ઉત્તમ એ ઉપાય ભવિ તુમે જાણો રે ॥ઉદય પામેલા પદાર્થમાં જે પ્રાણીરે. મુંઝાયે નહીં તેહ સદા ગુણખાણીરે ॥૪॥ આકાશ કાદવની પરે જે પાપે રે લે પાયે નહી તેહ સદા શુખ સ્થાપેરોપરદ્રવ્ય

નાટક જોવતો જે પ્રાણી રે. ખેદ પામે નહીં વસ્તુ સ્વરૂપને જાણી રે ॥૫॥ ભવચક્ર માંહી રહ્યો થકો પણ તેહ રે. જ્ઞાન દષ્ટિથી મૂઢ ન કહીંએ જેહ રે ॥ મોહ મદીરા પાનથી જે અલગો રે. ભવ પ્રપંચમાં તે નવી દીસે વળગ્યો રે ॥૬॥ નિર્મળ સહજ સ્તભાવનું તે જાણે રે. સ્ફાટિક રત્ન સમ આત્મ સ્વરૂપ પીછાણે રે ॥ અનારોપ સુખ અનુભવે રે પ્રાણી રે, મોહ ત્યાગથી સુખ લહે ગુણ ખાણી રે ॥૭॥ ઇમ નિજ મોહ છાંડીને પ્રભુ પાયા રે સુખ અનોપમ સત્તરમા જીનરાયા રે ॥ સોળ વર્ષ છદ્મસ્થમાં પ્રભુ વરત્યા રે, કેવલ જ્ઞાનથી ભવિ ઉપકારને કરતા રે ॥૮॥ અણસણ કરી એક માસનું શિવ પામ્યા રે. સમેત શિખર ગિરિ ઉપર દુઃખ સવિ વામ્યા રે ॥ વિજય મુક્તિવર પામીને જિનરાયા રે, સ્તવન કરતાં કમલના મનમાં આવ્યા રે ॥૯॥ ઇતિ. ॥

---

## અથ શ્રી અરનાથ જિન સ્તવન.

આજ સંખેશ્વર જિન ભેટીએ ભેટતાં ભવ દુઃખ જાય સાહેબ મોરા રે ) એ દેશી.

અરનાથ અરિહંત સેવીએ શેવંતાં શિવ સુખ થાય ॥સા૦॥ સર્વાર્થ સિદ્ધ થકી ચવ્યા, ધ્યાવંતાં ભવ દુઃખ જાય ॥સા૦॥ ૧ સુદર્શન નૃપ કુલચંદ લો. માતા દેવી કુખે મલ્હાર ॥સા૦॥ લંછન નંદાવર્ત્તનું શોભતું, કાયા ત્રીશ ધનુષ ઉદાર ॥સા૦॥૨॥ હાસ્યને રતિ અરતિ નહીં, નહીં ભય શોક દુગંછ. ॥સા૦॥ કામ મિથ્યાત્વ ને નિંદ્રા નહીં, નહીં અજ્ઞાન કેરો સંચ ॥સા૦॥ ૩॥ રાગ દ્વેષ ને કાઢયા મૂલથી, અવિરતીનો નહિ પ્યાર ॥સા૦॥ દાનાદિક પાંસને દૂહવ્યા. ઇમ કાઢયા દોષ અઢાર

॥સા૦॥૪॥ રેવતિ નક્ષત્રે જનમીયા, નાગપુરી નગરી સાર ॥સા૦॥ ચોસઠ ઈંદ્ર ઉચ્છવ કરે, મેરૂ પર્વતે મનોહાર ॥સા૦॥૫॥ અનુક્રમે યૌવન પામીઆ, ભોગવીને ભોગ ઉદાર સા૦॥ સંજમ લેવા પ્રભુ સંચર્યા, વરવા મુક્તિ સુખકાર ॥સા૦॥૬॥ કેવલ પામી ભવિ તારીયા, ધર્મ દેશના દેતા સાર॥સા૦॥ વિજય મુક્તિ વર પામીને, કમલને કરે ઉદ્ધાર સા૦ ॥૭॥

---

## અથ શ્રી મલ્લિનાથ જિનસ્તવન.

શ્રી અરિહંત પદધ્યાઇએ ચોત્રીસ અતિશય વંતરે) એ દેશી.

મલ્લિ જીણંદ ભવિ સેવિએ સેવતા શિવસુખ થાય રે ભવભ્રમણ ને દુરે કરી, મોક્ષ નગર લઈ જાય રે ॥ મલ્લિ૦ ॥૧॥ જયત વિમાનથી આવીયા, ઓગણીસમાં જિનરાયરે, મિથિલા નગરીમાં ઉપન્યા, કુંભ નૃપતિ કુલ આયરે ॥મલ્લિ૦॥૨॥ પ્રભાવતી જસમાવડી, ધનુષ પચવીસની કાયરે, લંછન કલશ મંગલ કરૂ, નિર્મલ મને નિરમાયરે, મલ્લિ૦॥૩॥ અશ્વની યોની જયંકરૂ, અશ્વની રીખ અવતારરે, સુરગુણ રાશી છે મેષની પ્રભુજી તણી નીરધારરે, મલ્લિ૦॥૪॥ આે વેદ કર્મને નિર્જરી, છદ્મસ્થની અહોરતે રે, વૃક્ષ અશોક તલે પામીયા, જ્ઞાન કેવલ સુખ શાતેરે મલ્લિ૦ ॥૫॥ સમવસરણે બેસી કરી, દીયે દેશના હિતકારીરે, પરષદા બારને મન રૂચી, ભવિજનને સુખકારીરે મલ્લિ૦ ॥૬॥ સહસ પંચાવન વર્ષનું, જિનવર ઉત્તમ આયરે, વિજય મુક્તિ વર પામવા ચરણ કમલ સુખદાયરે, મલ્લિ૦ ॥૭॥ ઇતિ

---

## અથ શ્રી મુનિ શુવ્રતજિન સ્તવન.

( ભવિ તુમે વંદોરે, સુરીશ્વર ગચ્છ રાયા, એ દેશી )

ભવિ તુમે વંદોરે, મુનિ સુવ્રતજિન રાયા, ॥ સુરનર ઇંદોરે પ્રણુમે જેહના પાયા ॥ પાપ નિકંદોરે, અતિ અતિ હર્ષ ભરાયા ॥ એ આંકણી ૧ ॥ અપરાજિત વિમાનથી આવ્યા, રાજગૃહી રહેઠાણુ ॥ વાનરયોની રાજતી પ્રભુની, સુંદર પદ ગિરવાણુ ॥ ભ૦ ॥ ૨ ॥ પદ્મા માતાએ પ્રભુ જાયા, વીશ ધનુષની કાયા ॥ સુમિત્ર નરપતિને મંદિર, ઉચ્છવ અધિક મંડાયા ॥ ભ૦ ॥ ૩ ॥ નક્ષત્ર શ્રવણે પ્રભુ જનમ્યા, લંછન કચ્છપ જાણો ॥ રાશી મકર પ્રભુજી કેરી, હવે છદ્મસ્થ વખાણો ॥ ભ૦ ॥ ૪ ॥ ભોગવી ભોગને વામે જીનજી, મૌન માસ અગીયાર ॥ પંચક વૃક્ષના હેઠે ચાંપ્યા, ઘાતિ કર્મ નિરધાર ॥ ભ૦ ॥ ૫ ॥ વીશ હજાર વરસનું ઉત્તમ, પાલી જીનવર આય ॥ એક હજાર મુનિવર સાથે, મોક્ષ નગરમાં જાય ॥ ભ૦ ॥ ૬ ॥ શિવ વધુ ઉત્તમ વરિયા જીનજી, વીશમા મુનિ પતિ રાયા ॥ વિજય મુક્તિ વર આપવા કાજે, કમલને મન ઘર આવ્યા ॥ ભ૦ ॥ ૭ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી નમિનાથજીન સ્તવન.

( સાંભળજો મુનિ સંજમ રાગી, ઉપશમ શ્રેણીએ ચડીયા રે ) એ દેશી.

નમિનાથ જિન સેવા કરતાં, દુઃખ દોહગ સવિ જાય રે ॥ શુભ ગતિનો બંધ કરીને, મોક્ષ નગર લઇ જાય રે ॥ નમિનાથ જિન સેવા કરતાં, દુઃખ દોહગ સવિ જાય રે ॥ ૧ ॥ એ આંકણી ॥ જ્ઞાન સરોવર પામવા કાજે, એકવીશમા જિન સેરો રે ॥ જ્ઞાની

મગ્ન હોય જ્ઞાન સરોવરે, જિમ હંસ માનસ મેવો રે ॥ ॥ નમિનાથ ॥ અજ્ઞાની રહે મગન અજ્ઞાનમાં, વિષ્ટાને વિષે જેમ ભૂંડ રે ॥ રમે જમે ને કેલી કરે છે, તેમ અજ્ઞાની મતિ મૂઢ રે ॥ નમિનાથ૦ નિર્વાણ પદ પણ એકનું એક, ભાખીએ વારંવાર રે ॥ તેજ જ્ઞાન ઉત્કૃષ્ટ કહ્યું છે, આતમ સ્વરૂપ અવધાર રે ॥ નમિનાથ૦ ॥ સ્વભાવ લાભ સંસ્કાર તણું જે, સ્મરણ મનમાં ધારો રે ॥ તે વિના બીજું જ્ઞાન જે કહેવું, તે ધંધ માત્ર નિરધારો રે ॥ નમિનાથ૦ ॥ વાદ અને પ્રતિવાદ વદંતાં, તત્વનો અંત ન પામે રે. ઘાંચી બળદ જિમ ફરી ફરીને, ગતિનો પાર ન પામે રે ॥ નમિનાથ૦ ॥ ઇમ નિજ તત્વને પામ્યા જિનજી, નમિનાથ જીન રાયા રે ॥ વિજય મુક્તિ પદ પામવા કાજે, કમલ વિજય મન ધ્યાયા રે ॥ નમિનાથ૦ ॥

---

## અથ શ્રી નેમિનાથજીન સ્તવન.

(મુજ મંદીર આવો રે, કહું એક વાતલડી ॥ અજ્ઞાનીને સંગે રે, રમ્યા રંગ રાતલડી. એ દેશી. ॥

નેમિનાથજી સેવો રે, સહુ એક ચિત્ત ધરી; રાજીમતી રાણી રે, તોરણથી ત્યાગ કરી ॥ સંક્ષેપે સુણજે રે, પ્રમાદને દુર કરી ॥ નેમિ૦॥ અપરાજિત સેવી રે, સોરીપુર વાસ કરે; સમુદ્ર વિજય ગેહરે, શિવા દેવી કુખ ધરે ॥ નવ માસાંતરે જનમ્યા રે ઇંદ્રાદિ ઉચ્છવ કરે; પર્વત મેરૂ ઉપર રે, અભિષેક ભાવે કરે ॥ ૨ ॥ અનુક્રમે જિનજી રે, તરૂણ વય પામ્યા વળી; ભોળવવા ભામિની રે સત્યભામા આદે મળી ॥ દેવરજી પરણો રે, કન્યા કોઇ પ્રેમે કરી; આગ્રહથી પ્રભુજી રે, રહ્યા ઘ્રત

મૌન ધરી ॥ ૩ ॥ માન્યું માન્યું સહુ કહે રે, નિશ્ચે નેમ પરણશે; ઉગ્રસેન રાજા ઘેર રે, કૃષ્ણ ગયા ધસમસી ॥ રાજીમતી નેમનો રે વિવાહ ઉચ્છવ કરે, શ્રાવણ વદ છઠે રે, તોરણ પગલાં ધરે ॥ ૪ ॥ શબ્દ સુણી પશુનો રે, તોરણથી પાછા વળ્યા; ઘેર આવીને આપ્યાં રે, વરસીદાન ઉજવલાં ॥ લોકાંતિક દેવતા રે, આવી ત્યાં અરજ કરે રેવતગીરી ઉપર રે, સહેસા વન દિક્ષા વરે ॥ પંચાવન દિવસે રે, ઘાતી કર્મ દુર કરી; રૈવત ગિરી સાખે રે, કેવળ શ્રી ભાવે વરી ॥ રાજીમતી રાણી પણ રે, સુણી વાત જ્ઞાન તણી; સંવેગ રથ ભીની રે, દિક્ષા લેવા હોંસ ઘણી ॥ ૬ ॥ નૃપતિ કૃષ્ણ આવે આડંબર વડે કરી, સંજમ પદ વરિયા રે, રાજમતિ ભાવે કરી ॥ અવિચળ પદ પામ્યા રે, ભઇ અવિચળ જોડી; મુક્તિ વિજય પસાયે રે, કમલ કહે કરજોડી॥૭॥

---

## અથ શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

( ધાર તરવારની સોહલી દોહલી ચૌદમા જિન તણી ચરણ સેવા ) એ દેશી.

પાર્શ્વજિન સેવતા કોટી ગણ દેવતા, ખેવતા, કર્મના પાસ એવા ॥ ૧ ॥ દેવ લોક દશમા થકી અવતર્યા નગરી વરણશીએ જન્મ લીધા ॥ વ્યાધ્રયોની પ્રભુ રાક્ષસગણ વર્યા, અશ્વસેન વામા તણાં કાર્ય સિધ્યા ॥પા૦॥૨॥ રાશી તુલારીખ વિશાખા જનમીયા, લંછન અહી તે તણું અધિક સોહે ॥ દેવદેવી મલી હુલરાવીયા, અનુપમ રૂપ જગ જીવ મોહે ॥પા૦॥૩॥ ઇમ અનુક્રમે યોવન પામીયા,ભોગકર્મનોપ્રભુઉદય જાણી ॥ માત પિતાના આગ્રહથી પરણ્યા, રાણી પ્રભાવતી ગુણની ખાણી ॥પા૦॥૪॥ કમઠ તાપસ થકી નાગને ઉદ્ધર્યો; બલતી જવાલા થકી

અહાર આણી ॥ સેવક મુખ થકી નવકારને સાંભળી, થયો ધરણી પતિ ઉરગ પ્રાણી ॥ પા૦॥૫॥ નેમી રાજુલના ચિત્રને જોવતાં, પામી વૈરાગ પ્રભુ ચરણ વરીયા ॥ દીન ચોરાશી છદ્મસ્થમાં વર્તતાં, કમઠ પરીસહ સહન કરીયા ॥ પા૦॥૬॥ ધવ તરૂ આગલે કેવળ પામીયા, તેત્રીસ મુનિસહ મોક્ષ પામ્યા ॥ વિજય મુક્તિ પદ પામ્યા તે દિનથી કમલ વિજય સવિ દુઃખ વામ્યા. ॥પા૦॥૭॥ ઇતિ

---

## અથ શ્રી મહાવીર જિન સ્તવન.

( એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે, એવ્રત જગમાં દીવો ) ॥ એ દેશી ॥

ચોવીશમા જિન સેવો ભવિ પ્રાણી ચોવીશમા જિન સેવો ॥
એ આંકણી ॥

દેવલોક દશમા થકી આવ્યા, ક્ષત્રિ કુલ અવતાર ॥ માતા ત્રિશલાએ પ્રભુજાયા, પિતા સિદ્ધારથ ધારે ॥ભવિ૦॥૧॥ અનુભવ રંગ વધ્યો ઉપયોગે, પ્રભુ ગુણ સ્મરણ જપતાં અનુભવ સહિત દર્શન કરીને, ભવિજન કર્મને ખપતા॥ભ૦॥૨॥અનુભવ વિણ ભટકયો હું ભવભવ, પ્રભુ ગુણ લેશ ન જાણ્યો ॥ અબ પ્રભુ ચરણ પસાયે કરીને, અનુભવ મન ધર આણ્યો ॥ભવિ૦॥૩॥ અમૃત લેશ એકવાર જો પામે, તો ફરી રોગ જ નાવે ॥ તિમ પ્રભુ ગુણની સ્તવના કરતાં, ભવ ભ્રમણ દુઃખ જાવે ॥ભ૦॥૪॥ દેવ કુદેવની સેવા કરતાં, કાલ અનાદિ ગમાવ્યો ॥ પણ દેવાધિ દેવની ભક્તિ કરવા અવસર નાવ્યો ॥ભ૦॥૫॥ અબ પ્રભુ ભક્તિનો અવસર આવ્યો, કુણ રાખે મન ખામી ॥ શાસન નાયક શિવ સુખદાયક અંતરજામી પામી ॥ભવિ૦ ॥૬॥ શિવ વધુ ઉતમ વરીયા

પ્રભુજી, વીર જિનેશ્વર રાયા ॥ વિજય મુક્તિપદ પામવા કાજે, કમલ વિજય મનધ્યાયા ॥ભવિ૦॥૭॥ ઇતિ ॥

## અથ શ્રી ચોવીશે જિનનો કલશ.

ગાયા ગાયા રે મેં જિન ચોવીશે ગાયા, મુક્તિ વિજય ગણીશ્વર રાજ્ય, દિનદિન હર્ષે સવાયા ॥ તેહના લઘુ બાંધવ ગુણ દરીયા, વૃદ્ધિ વિજય ગુરૂવારે ॥ મેં૦ ॥૧॥ તેહનો હુકમ લઇને આવ્યા, લબ્ધિ વિજય મુનિ રાયા ॥ ચોમાસું કરવાને કાજે વઢવાણ નગર સુહાયા રે. ॥મેં૦॥૨॥ તેહની આજ્ઞા મસ્તકે ધારી, કમલવિજય મુનિ આયા ॥ ચોમાસું કરવાને કાજે વઢવાણ કાંપમાં ઠાયા રે ॥મેં॥ ૩ ॥ સંવત ઓગણીસે પીસતાલીસ, સાલમાં જિન ગુણ ગાયા ॥ લબ્ધિ વિજયની સહાય લઇને, એ અધિકાર બનાવ્યા રે ॥મેં૦॥ ૪॥ સંવત ઓગણીસે છેંતાલીશ, મૃગસર માસ સોહાયા ॥ વઢવાણ નગરમાં સ્થિરતા કરીને, પુર્ણ મનોરથ પાયા રે॥ મેં૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## અથ શ્રી શાંતિજીન સ્તવન.

(સ્વામી શ્રીમંધર વીનતી) એ રાગ.

સાંતિજીન એક મુજ વીનતી, સાંભલો દીન દયાલરે;
સુક્ષ્મ નીગોદમાં હું ભમ્યો, ત્યાં રહ્યો અનંત કાલરે. શાંતિજીન૦ ૧
શ્વાસે શ્વાસે ભવ સત્તર કરી, રાશી ચડયો વ્યવહાર રે;
બાદર નિગોદમાં આવીયો, કાલ અનંત મોઝાર રે. શાંતિજીન૦ ૨
ત્યાંથી ચવી થાવરમાં આવીયો, પૃથ્વી અપ તેઊને વાયુરે;
પ્રત્યેક વનસ્પતિમાં હું ભમ્યો, કાલ અસંખ્ય તે આયુરે. શાંતિજીન૦ ૩

બે ઈંદ્રી તે ઇંદ્રિ ચોરીદ્રિમાં ત્યાં રહ્યો કાલ સંખ્યાતરે;
તિર્યંચ પચેંદ્રિને નરકમાં, કાલ અસંખ્ય વિખ્યાતરે. શાંતિજીન૦ ૪
એમ અનંત કાલે કરી, પામ્યો હું મનુષ્ય અવતારરે;
ભવ ભ્રમણુમાં ભમતાં થકાં, વામ્યો દુઃખ જલધિ અપારરે શાંતિજીન૦ ૫
આર્યક્ષેત્રને ભલું કુલ વલી, પામવું દુર્લભ હોયરે;
તે પણ પામ્યો હું પુન્યથી, ખામી રહી નહિ કાઇરે. શાંતિજીન૦ ૬
સંપુરણ પુન્યના યોગથી, મલીયા ગુરૂ ગુણના ભંડાર રે;
સકલ સાધુમાં શિરોમણી, મુક્તિ વિજય ગણી સારરે. શાંતિજિન૦ ૭
તેહના લઘુ બાંધવ ગુણ ભર્યા, જ્ઞાન કિરિયાના આગાર રે;
નામ વૃદ્ધિચંદજી જાણીએ, શમ દમ ગુણે કરી સારરે. શાંતિજિન૦ ૮
તેહના ઉપદેશથી, ઉલખ્યા તુમ પ્રભુ આજ રે;
શ્રી વર્ધમાન સ્વામી જિહાં, કાઉસગ રહ્યા જીનરાજરે. શાંતિજિન૦ ૯
તેથી વર્ધમાનપુર કાંપમાં, ચૈમાસ રહ્યા શુભ ભાવ રે;
સમ-વસરણ રચના ઘણી, ભવજળ તરવાને નાવ રે. શાંતિજિન૦ ૧૦
દેખી મુજ મન હરખ્યું ઘણું, સફળ થયો દીન આજ રે;
ઉચ્છવ રંગ વધામણા, જબ નિરખ્યા મહારાજ રે. શાંતિજિન૦ ૧૧
લીંબડી નગરથી લાવીયા. મહાવીર સ્વામી મહારાજ રે;
જય જય શબ્દ લોકો કરે, ફલીયા મનોરથ આજરે. શાંતિજિન૦૧૧
સંવત ઓગણીશ પીસતાલીસે, શ્રાવણ વદી શુક્રવાર રે;
છઠ દિન પ્રભુજી પધારીયા, સમ-વસરણ મોઝાર રે. શાંતિજિન૦ ૧૩
વરઘોડા વળી ઘણા ઠાઠથી. નીકલે નગર મોઝાર રે;
જીવધર્મની અનુમોદના, લોક કરે ઠારો ઠારરે. શાંતિજિન૦ ૧૪

એમ તુજ ચરણ પસાયથી, વરતે છે જય જયકાર રે,
વિજય મુક્તિ વર આપજો,તુજ ચરણ કમલ આધાર રે. શાંતિજીન૦ ૧૫

---

## અથ શાંતિજિન કલશ. રાગ હરિગીત છંદનો.

ઇમ શાંતિનાયક શાંતિદાયક શાંતિનાથ જીનેશ્વરો;
સકલ ભવિજન શાંતિ કરી, ભવિક જનના દુઃખ હરો.
શ્રી ક્ષમાવિજય જિન શિષ્ય ઉત્તમ પદ્મવિજય સુબુધ વરો;
પંડિત પ્રવર શ્રી રૂપવિજય, કીર્ત્તિ કસ્તુર જય કરો.
તસ શિષ્ય ગણી મણિ વિજય બુદ્ધિ વિજય સુહંકરો;
તસ ચરણ પંકજ રસીક મધુકર, મુક્તિ વિજય ગણીશ્વરો.
તત્પાદપંકજ લીન ખટપદ, કમલ વિજય સુકિંકરો;
મેં શુણ્યા જિનજી ચોવીસે, ગુરૂપદ પસાય સુવિસ્તરો.
વઢવાણ ગામના કાંપ માંહી, કરી ચોમાસુ જશ વર્યો;
સંવત ઓગણીસે પિસ્તાલીસે, એ અભ્યાસ શરૂ કર્યો.
સંવત ઓગણીસે છેતાલીસની, સાલમાં ભય નિસ્તર્યો;
વઢવાણ પુરમાં કરી સ્થિરતા, સ્તવન એ પુરો કર્યો.
મૃગશર શુકલ અષ્ટમીદીન. મનોરથ પુરો કર્યો;
મહારાજ વૃદ્ધિચંદજી, સુપસાયથી જય વિસ્તર્યો.
વઢવાણમાં મુનિ લબ્ધિ વિજયજી, શોભાવશે કમલવિજય કહે;
હાથ જોડી ભવિક જન મંગલ કરો. ઇતિ.

---

## શ્રી નવસારી મંડણ પાર્શ્વનાથજીનું સ્તવન.

(જઇ પૂજો લાલ સમેત શિખરગિરિ ઉપર પાસજી શામલા) એ દેશી.

ભવિ વંદો લાલ નવસારી મંડણ શ્રીપાસ સોહામણા;
સુખકંદો લાલ નમતાં જાય ભવફંદ કે રંગ વધામણા. એ આંકણી ૧
પ્રભુ નામે સંપદ સવિ પામે, વળી ભવ ભવ કેરાં દુઃખ વામે;
જઇ પોંચે સિદ્ધનગર ધામે ભવિ વંદો લાલ. ૨
પ્રભુ જાદવ તણી જરા વારી, વળી નાગને બળતો ઉગારી;
નવકાર તણો મહિમા ભારી, ભવિ વંદો લાલ. ૩
તુમ દ્રષ્ટિ અમૃતથી સિંચાણો, થયો ઉરગ ઉરગ પતિ મહારાણો;
તે લંછન થઇને ઓળખાણો, ભવિ વંદો લાલ. ૪
તુમ નેહ નજરથી બહુ તરીયા, તે શિવરમણી વેગે વરિયા;
વળી અષ્ટ કરમ દૂરે કરિયાં, ભવિ વંદો લાલ. ૫
ઓગણીસેં એકાવન વરસે, ચઇતર સુદી પૂનમને દિવસે;
જાત્રા કરતા મન અતિ ઉલસે, ભવિ વંદો લાલ. ૬
શ્રી બુદ્ધિવિજય પ્રણુમી પાયા, તસ મુક્તિવિજય ગણી રાયા;
ઇમ કમલવિજય જિન ગુણુ ગાયા, ભવિ વંદો લાલ નવસારી
મંડણ શ્રી પાસ સોહામણા. ૭ સંપૂર્ણમ્.

---

## શ્રી ગણદેવીમાં ચિંતામણી પાર્શ્વનાથજીનું સ્તવન.

જિણંદા તારી વાણીએ મન મોહ્યું રે,હાંરે મન મોહ્યું ને ભવદુઃખ ખોયું રે
જિણંદા તોરી વાણીએ મન મોહ્યું, એ આંકણી. ૧
તુમે અશ્વસેન કુલ ચંદા, માતા વામાકા નંદા;

તુંમે ટાલો ભવ ભય ફંદા, તુમે નામે પરમા નંદા;
વલી સહેજ લહે આનંદા જિણુંદા તોરી વાણીએ મન મોહ્યું. ૨
પ્રભુ વિશ્વાનંદ વખાણો, વલી ત્રણુ ભુવનનો રાણો;
તેણે ત્રિભુવન ઇશ કહેવાણો, વલી સ્વર્ગ મૃત્યુ ગવાણો,
કર્યો નાગ ઉરગપતિ શાણો, જિણુંદા તોરી. ૩
પ્રભુ ગણુદેવી શિણુગારા, ચિંતામણી પાસજી પ્યારા;
તુમ નામ જય જય કારા, પ્રભુ મુક્તિ વિજયને પ્યારા;
કમલના કરો ઉધારા, જીણુંદા તોરી વાણીએ મન મોહ્યું. ઇતિ. ૪

સંપૂર્ણમ.

---

## લોઢણ પાર્શ્વજીનના સ્તવન.

### સ્તવન ૧ લું.

( આ રસ શેલડી૦ ) એ રાગ.

દર્ભાવતિ સ્વામી, સંહારો સંકટ લોઢણુ પાર્શ્વજી;
નમિયે શીરનામી, સંહારો સંકટ લોઢણુ પાર્શ્વજી—
વામાનંદા, આનંદકંદા, અજરામર જીણુંદા;
ત્રિલોક સ્વામી, અચળ અકામી, તિમીર હરજીણુંદા રે— દર્ભાવતિ૦ ૧
પરમ દયાળા, હર્ષની શાળા, ઝડપી શિવની માળા;
જગઉપગારી, કરૂણાકારી, અશ્વસેનના બાલા રે—દર્ભાવતિ૦ ૨
બિંબ નિહાળ્યું, વેળુમય સારૂં, વ્હાલું ભવભય હારૂં;
જગદાધારા પ્રાણુજીવનનું, દર્શન પુજન પ્યારૂં રે—દર્ભાવતિ૦ ૩
મસ્તક મુગટ નિરલા લળકે, અગર તગર પરિમળે કે;
ઝળહળ જ્યોત ચિહું દિશી ઝળકે,નવરંગ આંગી ચળકે રે—દર્ભાવતિ૦ ૪

જગ ચિંતામણી, કેવળ નાણી, શિવ પદ ઘટમાં ધારૂં;
એહ અભિલાષ પૂરણ કરજો, આદિત્ય સુખકારૂં રે—દર્ભાવતિ૦ ૫

---

### સ્તવન ૨ જું.

(રાગ—પ્રભાતિ.)

પ્રભુ પરમેશ્વરા, સકળ જગદીશ્વરા, ધીશ્વરા ભીડભંજન પ્યારા,
સ્વામિ અલવેશ્વરા, અલખ જીનેશ્વરા, ભક્ત ચિંતામણી સૂખ કયારા;
જગત તાતા અને, જગત માતા વળી, જગતગુરૂ જગતપતિ વીરા,
પાસ લોઢણ નમું, પાપ સંચિત વમું, નગ્ર દર્ભાવતિના સુહીરા—પ્રભુ૦ ૧
વિશ્વ આધારને, વિશ્વ વિશ્રામનું, ઠામ તુજ વીણ કો નવી દેખું,
આત્મારામ આનંદ કંદાની આગળ અવર દેવનું શુંય લેખું;
શિવ વધુ રસિઆ, ભવિક ઘટ વસિઆ, પીવત તારી મીઠી મધુર ગીરા,
પાર્શ્વ લોઢણ નમું, પાપ સંચિત વમું. નગ્ર દર્ભાવતિના સુહીરા—પ્રભુ૦ ૨
નાથ પુરૂષોત્તમા, વિમળ તિર્થંકરા, ચાકરા હાકરા ભાવ લાવી,
આવીને માગતા, તુજ દરબારમાં, પ્રહ સમે મોક્ષ દુવાર આવી;
વિઘન હારી વિભુ, મંગળકારી પ્રભૂ, દાસ આદિત્યના ટાળ પીરા,

---

### સ્તવન ૩ જું.

( ગંગા તટ તપો વનમાં રે૦ ) એ રાગ.

દર્ભાવતિ નગરમાં રે, દીઠી કલ્પની વેલી;
લોઢણ પાર્શ્વની મુરતી રે, મનોહર અલબેલી— દર્ભાવતિ૦ ૧

સાખી—ઇહાં વણઝારો આવીયો, નામે સાગરદત્ત;
મુલ્યો પ્રતિમા જીનની, જીન પૂજનનું વ્રત—
વેળુ પ્રતિમા બનાવી રે, કીધું પૂજન ભાવી,
પછી લઇ અન્ન પાણી રે, કુવામાં પધરાવી— દર્ભાવતિ૦ ૨
સાખી—વિચરી દેશ વિદેશ તે, આવ્યો પાછો ત્યાંય;
મંગળ સ્વપ્નું દેખીને, કાઢયા છે જીનરાય—
કાચા સુતર તાંતણે રે, નીકળ્યા કુપ બ્હારી;
રહી છે અખંડ કાયા રે, મહા ચમતકારી— દર્ભાવતિ૦ ૩
સાખી—ઓગણી ઇકોતેરમાં, કરિયે ગુણ પ્રકાશ;
શ્રી જૈન વિદ્યાલયની, પાસજી પુરતા આશ—
નિત્ય આંગી રચાયે રે, સુંદીર નવરંગી;
અધ્યાપક આદિત્યને રે, કરોને શિવ સંગી— દર્ભાવતિ૦ ૪

---

## સ્તવન ૪-થું.

(વાલમજી વહેલા વળજોરે૦) એ રાગ—

લોઢણ પાર્શ્વજીન પ્યારોરે—પાવલે લાગું;
શિવ સુંદરી મુજને આલોરે—એ વર માગું—
વ્હાલાજી પેખી વેળુમય સુરતિ મનહારી;
વદન પર જાઉં વારીરે—પાવલે લાગું- લોઢણ૦ ૧
વ્હાલાજી તારી અખિયાં દીસે છે અવિકારી;
સજ્જન મન રંજનકારીરે— પાવલે લાગું- લોઢણ૦ ૨

વ્હાલાજી શીરતાજ મણી હીરાથી જડેલો,
નીલમ માણેક મઢેલારે—પાવલે લાગું-લોઢણું૦ ૩
વ્હાલાજી ઝુલો કુસુમના બાગમાં સોહાગી;
મને જીન ગાવા રઢ લાગીરે—પાવલે લાગું- લોઢણું૦ ૪
વ્હાલાજી દભાવતિમાં મહિમા છે તારો ભારી;
આદિત્ય કહે જુહારીરે— પાવલે લાગું- લોઢણું૦ ૫

---

## ગહુંલી ૧ લી.

(વારી પ્રભુ દશમા શીતળનાથ કે૦) એ રાગ.

સખી મારી, દરભાવતિની મોઝાર કે, રંગ વધામણાં રે લોલ;
સખી મારી, ભાંગોઆં દાળિદર દુઃખ કે, સકલ શ્રી સંઘના રે લોલ. ૧
સખી મારી, કમલ વિજય પન્યાસ કે, હરખ પધારતાં રે લોલ:
સખી મારી, ચાર ઠાણાં પરિવાર કે, નાણુ સહ શોભતા રે લોલ. ૨
સખી મારી, આજ પુલ્યો તરૂ કલ્પ કે, સવિતા હીમનો રે લોલ;
સખી મારી, ઓગણી છંકોતેર સાલ કે, જેઠ શુદ છઠનો રે લોલ. ૩
સખી મારી, પન્યાસજી મહારાજ કે, ધીર વીર શાંત છે રે લોલ;
સખી મારી, કરૂણા દયાના આવાસ કે, સમતાના કાંત છે રે લોલ. ૪
સખી મારો, ભાવ વિજય મુનીરાજ કે, વિનયથી પ્રીતડી રે લોલ;
સખી મારી. ગુણુ ગણુનો નહિ પાર કે, હણી ભવ ભીતડી રે લોલ. ૫
સખી મારી લાભ વિનય મુનીરાજ કે, લોભને જીતિયો રે લોલ;
સખી મારી, ક્રોધ માયાને માન કે, કામને બાળિયો રે લોલ. ૬

સખી મારી, પ્રેમ વિજય મુનીરાજ કે, વીર વાણી પીએ રે લોલ;
સખી મારી, દમવા ભવના દુઃખ કે, સંયમ ઢાલ લીએ રે લોલ. ૭
સખી મારી શિયળ સજી સણુગાર કે, ચાલો ને વાંદવા રે લોલ;
સખી મારી, આદિત્ય કહે કર જોડ કે, ભવ જળ તરવા રે લોલ. ૮

---

## ગહુંલી ૨૭.

(રાગ ઉપરનો)

સખી મારી, દર્ભાવતિની મોઝાર કે આનંદ અતિ ઘણો રે લોલ;
સખી મારી, કમલ વિજય પન્યાસ કે:જય જયકાર તણોરે લોલ. ૧
સખી મારી, ઓગણી ઇકોતેર સાલ કે ચાતુર્માસ રહ્યા રે લોલ;
સખી મારી, ચાર ઠાણુંના પસાય કે, દુઃખ દુરે ગયા રે લોલ. ૨
સખી મારી,પન્યાસજી મહારાજ કે, પાટ બિરાજતા રે લોલ;
સખી મારી, આત્મ પ્રબોધ સુસાર કે, વ્યાખ્યાને વાંચતા રે લોલ. ૩
સખી મારી, મયુર સુકોમળ કંઠ કે વાણી અમીય શું રે લોલ;
સખી મારી, વેગે ચાલ્યને આજ કે, સુણીએ ભાવ શું રે લોલ. ૪
સખી મારી, મનહર ધરમોપદેશ કે સુણતાં સુમતિ રે લોલ;
સખી મારી, ભવિયણ કરતા પાન કે શંકા નહિ રતિ રે લોલ. ૫
સખી મારી, જ્ઞાની મળ્યા ગુરૂરાજ કે, પ્રેમથી નમીએ રે લોલ;
સખી મારી, પુન્યવંતના પ્રતાપ કે, પાતિક વમીએ રે લોલ. ૬
સખી મારી, સુણવા વ્યાખ્યાન રોજ કે, આવજે સારજે રે લોલ;
સખી મારી, વંદીને ભણે આદિત્ય કે, કુમતિ વારજે રે લોલ. ૭

## ગહુંલી ૩ ૭.

( આછી સુરંગી ચુંદડીરે૦ ) એ રાગ—

શિયળ સુરંગી શ્રાવિકારે, શુરતી સાડી શ્રી પહેરરે–સાહેલી;
ડભોઇના ચતુર ચુડગરારે, ચતુરાઇનો ચુડો વહેરરે સાહેલી–શિયળ. ૧
ચરણા ચોળી એ ચંચળ ચિતરે, પર ઉપકારે વિશાલરે–સાહેલી;
જામનગરનું લાલે કંકુરે, કરૂણા ચાંલ્લો કપાળરે–સાહેલી–શિયળ, ૨
કુમતિ કલ્લાં મને ગમતા નથી રે, સુમતિ સાંકળાં પર પ્યાર રે–સાહેલી
વીર વાણુ વીંટી સોહામણી રે દયાનું દરપણુ સાર રે–સાહેલી–શિયળ૦ ૩
મંગળ મોહન માળા કંઠે રે, એરિંગ અક્કલ કાન રે–સાહેલી;
નેણુ જ્ઞાનાંજન ખૂબ આંજી રે,શીર ફુલનજી દેવધ્યાન રે–સાહેલી–શિ૦ ૪
સુંદર એ શણુગાર સજી રે, મળવાને સાહેલી શિવનાથ રે—સાહેલી;
મોક્ષ નગર ચાલો જઇએ રે, સદ્દગુરૂનો સારો સાથ રે—સાહેલી–શિ૦ ૫
દર્ભાવતિની જૈનશાળામાં, આદિત્ય છે રચનાર રે—સાહેલી;
ગાનાર સુમતા સુંદરી રે, સમકિત સખી ઝીલનાર રે–સાહેલી– શિ૦ ૬

---

## અથ શ્રી ગુંહલી.

બેની મોરી સુગુરૂ પધાર્યા આજ કે, રંગ વધામણાં રે લોલ;
બેની મોરી શ્રી વઢવાણુના કાંપમાં, ઓચ્છવ અતિ ઘણારે લોલ. ૧
બેની મોરી કહું સંક્ષેપથી તેહ કે, સજ્જન સાંભલો રે લોલ;
બેની મોરી દીક્ષા ઉચ્છવ પ્રથમ, થયો ઘણા રંગથી રે લોલ. ૨
બેની મોરી સુણતાં હર્ષે અપાર, ટલે ભવ આમલો રે લોલ;
બેની મોરી સંઘને હર્ષ ન માય, અધિક ઉછરંગથી રે લોલ. ૩

એની મોરી ગામ લાઠીના રહેવાશી, રવજીભાઇ આવીયા રે લોલ;
એની મોરી સંજમ રમણીના દિવસ રસીયા વૈરાગે ભરીયારે લોલ. ૪
એની મોરી અશાડ સુદ છઠે, દીક્ષા આદરી રે લોલ;
એની મોરી ભાગ્યવિજય ગુરૂપાસ, ભલે ભાવે કરી રે લોલ. ૫
એની મોરી રંગવિજય મહારાજ, વૈરાગ્ય રંગે ભર્યા રે લોલ;
એની મોરી સરણુ કરણુ વ્રત ધાર કે, ભવસાયર તર્યા રે લોલ. ૬
એની મોરી અશાડ શુદ તેરશ દીને, આડંબર ઘણો રે લોલ;
એની મોરી શ્રી શેત્રુંજય મહાતમ, સાંભળવા તણો રે લોલ. ૭
એની મોરી વખાણુ તાણી થાય, ધર્મની દિન પ્રત્યે રે લોલ;
એની મોરી શ્રી ઉત્તમ કુમાર, ચરિત્ર કથા થતે રે લોલ. ૮
એની મોરી નગર લીંબડીથી, સમોવસરણુ લાવીયા રે લોલ;
એની મોરી શ્રાવણુ શુદ છઠ દિવસે, પ્રભુજી પધરાવીયા રે લોલ. ૯
એની મોરી રાજનગરથી વાજાં, ઇંગ્રેજી આવીર્યા રે લોલ;
એની મોરી ગવૈયા ત્રણુ ગામથી, ઘણા બોલાવીયા રે લોલ. ૧૦
એની મોરી સાયલા વિરમગામ, અને લીંબડી લહી રે લોલ;
એની મોરી ટોલી ત્રણનું માણુસ, આશરે સો સહી રે લોલ. ૧૧
એની મોરી પૂજાનો ઘણો ઠાઠ, બન્યો તે અવસરે રે લોલ;
એની મોરી વરઘોડાની શોભા, કહું હવે ભલીપરે રે લોવ. ૧૨
એની મોરી નગર લીંબડીથી હાથી, દરબારનો લાવીયા રે લોલ;
એની મોરી સંઘની તરફથી રથપણુ, ભેલા લાવીયા રે લોલ. ૧૩
એની મોરી સાયલા વિરમગામથી, પાલખી રૂપાતણી રે લોલ;
એની મોરી વરઘોડા ચડયા પાંચ કે, શોભા અતિ ઘણી રે લોલ, ૧૪

એની મોરી માણુસ ચાર હજારથી, પાંસ સુધી થતાં રે લોલ;
એની મોરી રચના જોતાં સર્વેના, મન ગલી ગયા રે લોલ. ૧૫
એની મોરી શી કહું ઝાઝી વાત, સ્વર્ગ સુખ સાંભરે રે લોલ;
એની મોરી ગુરૂ પસાયથી કમલવિજય ગુંહલી કરે રે લોલ. ૧૬

---

## લીંબડી પ્રતિષ્ઠા મહોત્સવની ગુંહલીઃ—ભાગ ૧ લો.

એનીમોરી સુગુરૂ પધાર્યા આજકે, રંગ વધામણારે લોલ;
એનીમોરી લીંબડી નગર મોઝારકે, ઉચ્છવ અતિ ઘણોરે લોલ.
એનીમોરી કહુ સંક્ષેપથી તેહકે, ભવિજન સાંભલો રે લોલ;
એનીમોરી સુણુતા હર્ષ અપારકે, દુઃખ દોહગ ટલે રે લોલ.
એનીમોરી અશાડ શુદી અગયારસ, આડંબર ઘણો રે લોલ;
એનીમોરી શ્રી ભગવતી સુત્રકે, સાંભલવા તણો રે લોલ.
એનીમોરી વરઘોડો ઘણા ઠાઠથી ચડયો તેણે સમે રે લોલ;
એનીમોરી ઝવેર સાગરજી મહારાજને, સહુ સંઘ મળી નમે રે લોલ.
એનીમોરી ઉપર શ્રી શેત્રુંજય, મહાત્મ્ય વાંચતા રે લોલ;
એનીમોરી દેશના અમૃતધારકે, ભવિકને તારતા રે લોલ.
એનીમોરી વખાણુ વાણી થાય, ધરમની દિન પ્રતેરે લોલ;
એનીમોરી સાથીયા ત્રણુસેં થાય કે ઉપર ફળ છતે રે લોલ.
એનીમોરી સાચા મોતીનો સાથીયો, પુરાવે દિન પ્રતે રે લોલ,
એનીમોરી ધુપ દીપ નૈવેદ્યના, આડંબર ઘણા રે લોલ.
એનીમોરી શ્રાવણુ શુદી એકાદશી, જલ જાત્રા તણોરે લોલ;
એનીમોરી વરઘોડો ચડયો એક કે, આડંબર ઘણો રે લોલ.

એની મોરી શ્રી સિદ્ધાચલ ક્ષેત્રથી, આદર અતિ ઘણો રે લોલ;
એની મોરી પુંડરિક સ્વામીની પ્રતીમા, લાવ્યા તણો રે લોલ.
એની મોરી શ્રાવણ શુદ તેરશ, દિને આડંબર ઘણો રે લોલ;
એની મોરી શ્રી પુંડરિક સ્વામીજી પધરાવા તણો રે લોલ.
એની મોરી વરઘોડો ઘણા રંગથી, ચડયો બીજો સહી રે લોલ;
એની મોરી પાલખી રથની શોભા, નવ જાયે કહી રે લોલ.
એની મોરી હાથીને હોદ્દે બેસારી, પ્રભુજી લાવીયા રે લોલ;
એની મોરી પોંખણા કરીને નવે, દેહેરે પધરાવીયારે લોલ.
એની મોરી પ્રતિષ્ઠા ઉચ્છવ થાય કે, અતિ ઘણા રંગથીરે લોલ;
એની મોરી સંઘને હરખ ન માયકે, અતિ ઉછરંગથી રે લોલ,
એની મોરી રાજનગરથી અંગ્રેજી વાજાં આનીયારે લોલ;
એની મોરી પુરીબાઇએ પ્રભુને ઘેર, પધરાવીયારે લોલ.
એની મોરી વરઘોડો ચડયો ત્રીજો કે, તેણે અવસરે રે લોલ;
એની મોરી વિજય મુક્તિ ગુરૂ ચરણ, કમલ મનમાં ધરેરે લોલ. ઇતિ.

## ભાગ ૨ જો.

સજની મોરી પાર્શ્વ જીનેશ્વર પૂજો રે, એ આંકણી.

સજની મોરી પ્રતિષ્ટા મહોત્સવ જાણો રે,
સજની મોરી વરઘોડો ચોથો વખાણો રે,
સજની મોરી નવે દેહેરેથી ચડીયો રે;
સજની મોરી નિંદકને મન નડીઓ રે,
સજની મોરી પાર્શ્વ જિનેશ્વર પૂજો રે. ૧

સજની મોરી દૂધની ધારાવાડી થાય રે,
સજની મોરી ધુપદીપ નિરમાય રે;
સજની મોરી મંત્રાક્ષર ભણાય રે,
સજની મોરી બલી બાકુલા ઉડાડાય રે. ૨

સજની મોરી અનુક્રમે વરઘોડો આવે રે,
સજની મોરી પુરીબાઇ ઘરે જાવે રે;
સજની મોરી હાથી ઉપર પધરાવે રે,
સજની મોરી પુંડરિકજિન અતિભાવે રે. ૩

સજની મોરી વરઘોડો ત્યાંથી ફરીયો રે,
સજની મોરી દરવાજા ભણી વળીયો રે;
સજની મોરી સાકરના પાણી પવાય રે,
સજની મોરી ધવલ મંગલ વરતાય રે. ૪

સજની મોરી અનુક્રમે દેહેરે આવ્યા રે,
સજની મોરી પ્રભુજીને પધરાવ્યા રે;
સજની મોરી રાત્રી–જગા પણ થાય રે,
સજની મોરી સંઘને હર્ષ ન માય રે. ૫

સજની મોરી સંવત ઓગણીસેં જાણો રે.
સજની મોરી છેતાલીશ વખાણો રે;
સજની મોરી શ્રાવણ શુકરવાર રે,
સજની મોરી પડવાદીન નિરાધાર રે. ૬

સજની મોરી પ્રતિષ્ઠા કરી જશ લીધ રે;
સજની મોરી ઝવેર સાગરજી પ્રસિદ્ધ રે;

સજની મોરી લીંબડી નગર મોઝાર રે,
સજની મોરી વરતે છે જય જય કાર રે. ૭

સજની મોરી પુંડરિક સ્વામી મહારાજ રે,
સજની મોરી નવે દેહેરે બિરાજે રે;
સજની મોરી શાંતિનાથજી ના સામે રે,
સજની મોરી દુઃખ દોહગ દૂર વામે રે. ૮

સજની મોરી પૂજા પ્રભાવના થાય રે,
સજની મોરી આંગીઓ નિત્ય રચાય રે;
સજની મોરી સ્વામીવચ્છલ એ થાય રે,
સજની મોરી પુરીબાઇ મન હરખાય રે. ૯

સજની મોરી એક પુરીબાઇ જમાડે રે,
સજની મોરી બીજો સંઘથી ઠરાવે રે;
સજની મોરી પ્રતિમાજી બાર બીજાં બેઠાં રે,
સજની મોરી દુઃખ દોહગ રહ્યાં છેટાં રે. ૧૦

સજની મોરી ઓચ્છવ અગ્યારસથી ચાલ્યો રે,
સજની મોરી સાતમ સુધી નિહાલ્યો રે;
સજની મોરી પુન્ય ઉદય અતિ પામી રે,
સજની મોરી રચનામાં નહીં કશી ખામી રે. ૧૧

સજની મોરી જૈન આગમના દરીઆ રે,
સજની મોરી મુક્તિ વિજય ગુરૂ મળીઆ રે;
સજની મોરી તાસ હુકમ શિર ધારે રે,
સજની મોરી લબ્ધિ વિજય નિરધારે રે. ૧૨

સજની મોરી ઝવેર સાગરજી પસાય રે,
સજની મોરી કમલ વિજય ગુણ ગાયરે;
સજની મોરી શ્રોતા થયા ઉજમાલ રે,
સજની મોરી ઘર ઘર મંગલિક ગાય રે. ૧૩

ઇતિ.

---

## અથ શ્રાવક સદાનંદજીની કરેલી મહારાજ શ્રી મુક્તિવિજયજી ની વિનતી લખી છે.

અજી તુમ સુણીયોજી ગરિબ નિવાજ,
મોરી વિનતડી અવધારોજી—એ આંકણી.

મુળચંદજી મુળ ગુણ નાયક,
મુલ ઉત્તર ગુણ ધારી જી;
દર્શન જ્ઞાન ચારિત્ર તપસેં,
પાપ પંક મલ ડારીજી. અ૦ ૧

સુર્ય જિમ પ્રકાશ કિધો હે,
મિથ્યા તિમિર નિવારીજી;
ભાવ ભક્તિસ્યુ તુમકું સેવત,
સો ઘર મંગલ ચારીજી. અ૦ ૨

દેશ પંજાબ સ્યાલકોટમેં,
ઓશવાલ કુલ ભારીજી;
સુખાશાહ માતા બકોર ગૃહે,
જન્મ લીયા સુખકારી જી. અ૦ ૬

બુદ્ધિ વિજય ગુરૂ પુરા પાયા,
સંવેગ ગુણ ધારી જી;
મુક્તિ વિજય તુમ નામ થાપીયા,
શુદ્ધ સંજમ અવિકારીજી. અ૦ ૪

ચરણ નમી અરજ કરૂં હું,
સુણીએ ત્રિગુણ સારી જી;
સદાનંદકી રાખો લજ્જા,
શરણે આવ્યો થારી જી. અ૦ ૫

---

પ્રતિ.

## શ્રી પાર્શ્વનાથજી ની સ્તુતિ: લિખ્યતે.

વંદો જિન પાસ કર્મની ત્રોડે રાસ,
અહી લંછન જાસ નીલવરણ પ્રકાશ;
દ્રવ્ય ભાવ અરી નાશ આતમરણે નિવાસ,
કરતાં સુખવાસ ભવ્ય સંતાપ નાશ. ૧

સવિ જન સુખકારી ભવ્ય સંતાપ વારી,
સમકિત સુદ્ધકારી શોક સંતાપ વારી;
દુર્મતી દુ:ખ હારી મોહ મોહા નિહારી,
આ જગ ઉપકારી પામીયા સિદ્ધિ નારી. ૨

જિન વર વરનાણી હું આ ચારિત્ર ખાણી,
દીધે દેશના વાણી મેઘ સરખી વખાણી;

પાંત્રીસ ગુણખાણી ક્ષેત્ર યોજન પ્રમાણી,
સાંભલે ભવિ પ્રાણી તે લહે સિદ્ધિ રાણી. ૩
ગજ મુખ અવધારો વામન યક્ષ પ્યારો,
કરે શાસન ઉદ્ધારો પાર્શ્વ મહિમા વધારો;
શાસન સુરી સારી દેવી પદ્માવતારી,
કમલવિજયને પ્યારી આવી આપીયે સુખ ભારી. ૪

इति श्री पार्श्वजिन स्तुति समाप्त ।

---

## પ્રથમ જલ પૂજા પ્રારંભ.

### દુહા.

શ્રી સંખેશ્વર પાય નમી, સમરી સરસ્વતી માત;
સદગુરૂના ચરણે નમી, કહું પૂજા અવદાત. ॥૧॥
જ્ઞાન દર્શન ચારીત્રના, ગુણ અનંત અપાર;
પ્રભુ પૂજાયે વરણવું, શુણતાં મંગલ માલ. ॥૨॥
મુક્તિવિજય સુગુરૂ નમી, પામી તાસપસાય;
પ્રથમ જ્ઞાન પદ વરણવું, શુણતાં સમકિત થાય. ॥૩॥

### ઢાલ પહેલી.

જ્ઞાનપદ ભજિયેરે જગત સોહંકર, એ દેશી. એ આંકણી.
જ્ઞાનપદ પૂજારે પહેલી વરણવું, મતિ જ્ઞાનાદિ પ્રકારેજી; મતિ અઠાવીશ શ્રુત ચઉદશ નમું, અવધિ ષટ્ભેદ ધારોજી; મનપર્યવ દુગભેદ તે જાણીયે, કેવલ એક ઉદારજી; જ્ઞાનપદ ભજિયેરે જગત સોહંકર ॥૧॥ જ્ઞાન ભર્યા ભરતાદિક ભવ તર્યાં, જ્ઞાન સકલગુણ મુલજી; જ્ઞાની

જ્ઞાન તણી પરણુતી થકી, કરે શિવ સુખ અનુકુલજી ॥ જ્ઞાન૦ ॥૨॥ ભક્ષાભક્ષન જે વિણુ જાણીયે, પેયાપેય વિચારજી; જ્ઞાન વિના જગ અંધ તણી પરે, પડે ભવકુપ મોઝારજી ॥ જ્ઞાન૦ ॥ ૩ ॥ જ્ઞાન ગુણે કરી અતિશય શોભતા, ત્રિશલાનંદ કુમારજી; જગહિત વત્સલ ધર્મ તે સ્થાપિયો, આપ્યું જ્ઞાન ઉદારજી ॥ જ્ઞાન૦ ॥ ૪ ॥ જલ પૂજા કરિ નિર્મલતા ભજો, કર્મ પંક મલ ટાલોજી; વિજય મુક્તિ પદ વેગે પામશો, કમલ કહે શીવ માલોજી. જ્ઞાન પદ ભજિયેરે જગત સોહં-કરૂ. ॥ ૫ ॥ अथ काव्यं ॥

नाणं पहाणं नयचक्कसिद्धं, तत्तव्वबोहीकमयं पसिद्धं
धरेह चित्तावसए फूरंतं, माणिक्कदीयो वतमो हरंतं १

એ કાવ્ય ૭ પૂજા સુદ્ધિ દરેક પૂજામાં કહેવો.

ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय, परमेश्वराय, जन्मजरामृत्यु निवारणाय, श्रीमते जिनेंद्राय, जलं यजामहे स्वाहा.

इति प्रथथ जल पुजा समाप्त.

## અથ દ્વિતીય ચંદન પુજા પ્રારંભઃ ॥ દુહા. ॥

વ્યંજનાવ ગ્રહ ભેદથી, અર્થાવ ગ્રહ સાર;
ઈહા અપાયને ધારણા, મતિના ભેદ વિચાર. ॥૧॥

મન ચક્ષુને નવિ હોવે, વ્યંજનાવ ગ્રહ ભેદ;
અર્થાદિકને સવિ હોયે, ઇંદ્રિનો ઇંદ્રિય ભેદ. ॥૨॥

ઇમ અઠાવીશ જાણીયે, મતિ જ્ઞાનના પ્રકાર;
હવે શ્રુત જ્ઞાનને વરણવું, નિજ મતિ અનુસાર. ॥૩॥

## ઢાલ બીજી.

શ્રી સિદ્ધ ચક્ર આરાધિયેરે લાલ એ દેશી.

શ્રી શ્રુત જ્ઞાન આરાધિયેરે લાલ, સ્વપર પ્રકાશક જેહ ભવિ પ્રાણીરે, શ્રુતથી સંશય સવિ ટલેરે લાલ, રોગ રહિત કરે દેહ ભવિ પ્રાણીરે, શ્રી શ્રુત જ્ઞાન૦ ॥ ૧ ॥ અક્ષરનો અનંત મોરે લાલ, ભાગ ઉઘાડો છે નિત્ય ભવિ પ્રાણીરે, તે તો અવરાયે નહીંરે લાલ, જિમ સુક્ષ્મનું એ ચિત્ત ભવિ પ્રાણીરે, શ્રી શ્રુત જ્ઞાન૦ ॥ ૨ ॥ એકાદિ અક્ષર સંયોગથીરે લાલ, અસંયોગી અનંત ભવિ પ્રાણીરે, સ્વપર પર્યાય અક્ષર તણારે લાલ, ગુણ પર્યાય અનંત ભવિ પ્રાણીરે, શ્રી શ્રુત જ્ઞાન૦ ॥ ૩ ॥ ઇચ્છે પુછે સાંભલેરે લાલ, ગ્રહે વિચારે શ્રુત ભવિ પ્રાણીરે, નિશ્ચય ધારણા ધારિયેરે લાલ, બુદ્ધિના આઠ ગુણ હુંત ભવિ પ્રાણિરે, શ્રી શ્રુત જ્ઞાન૦ ॥ ૪ ॥ શ્રુતથી સદેહ ટાલતારે લાલ, શ્રુત જ્ઞાની મહારાજ ભવિ પ્રાણિરે, ચંદન ઘસી ઘસનાર સ્યુંરે લાલ પૂજો શ્રી જિનરાજ ભવિ પ્રાણીરે, શ્રી શ્રુત જ્ઞાન૦ ॥ ૫ ॥ આજ મહોદય મેં લહયોરે લાલ, પામી શાશન સાર ભવિ પ્રાણીરે, ત્રિશલા નંદન દેવનુરે લાલ, વરત્યો જયજયકાર ભવિ પ્રાણિરે શ્રી શ્રુત જ્ઞાન૦ ॥ ૬ ॥ મુક્તિવિજય પદ પામીયારે લાલ, ત્રિશલા નંદન દેવ ભવિ પ્રાણીરે, કમલ વિજય સુખ સંપદારે લાલ, શ્રી જિનરાજની સેવ ભવિ પ્રાણીરે, શ્રી શ્રુત જ્ઞાન આરાધિયેરે લાલ ॥૭॥ अथ काव्यंम ॥

नाणं पहाणं नयचक्कसिद्धं, तत्तवबोहीक्क मयंपसिद्धं धरेह चित्तावसए फुरंतं, माणिक्कदीयं वत मोहरंतं. ॥ १ ॥ ॐ ह्रीं

श्रीँ परम० पर० जन्म० श्रीमते जिनेंद्राय चंदनं यजामहे स्वाहा:
इति द्वितीय चंदन पुजा समाप्त.

## અથ તૃતીય પુષ્પ પૂજા ॥ પ્રારંભઃ ॥

### ॥ દુહા ॥

શ્રુત ચઉદશ ભેદે કરિ, વરણવે શ્રી જિનરાજ,
ઉપધાનાદિ આચારથી, સેવિયે શ્રુત મહારાજ ॥ ૧ ॥
અવધિ ભેદ અસંખ્ય છે, ષટ તેહમાં સામાન્ય;
તેહ ભેદ હવે વરણવું, શુણજ્યો દેઇ કાન ॥ ૨ ॥

### ઢાલ ત્રીજી.

ત્રીશલા નંદન ચંદન શીત, દર્શન અનુભવ કરિયે નિત્ય; સ્વામી સેવિયે એ દેશી ॥ અવધિ જ્ઞાનના ભેદ અસંખ્યં ષટ તેહમાં સામાન્ય લહંત, સ્વામી સેવિયે, લોચન પરે સાથે રહે જેહ, અનુગાંમીક ભેદ કહીયે તેહ; સ્વામી સેવિયે० ॥ ૧ ॥ જે ક્ષેત્રે ઓહી ઉપનું હોય, ત્યાં રહયો વસ્તુ દેખે સોય, સ્વામી સેવીયે० અન્ય ક્ષેત્રે સાથે નવિ જાય, અનનુગાંમીક તે કહેવાય; સ્વામી સેવિયે० ॥ ૨ ॥ વર્ધમાન તે વધતું જાય, હીયમાંન તે હીણું થાયઃ સ્વામી સેવિયે० પ્રતિપાતી તે પડણ સ્વભાવ, અપ્રતિપાતી આવ્યું નવિ જાય; સ્વામી સેવિયે० ॥ ૩ ॥ ઇમ ઓહિ નાંણના ભેદ અનેક, જ્ઞાની ગુરૂ તે જાંણે છેક; સ્વામી સેવિયે० સવિ જિનવર એ જ્ઞાન સહિત, અવતર્યા માતા કુખે પવિત્ર; સ્વામી સેવિયે० ॥ ૪ ॥ ત્રિશલા માતા કુખે મલ્હાર, લીધો વીર પ્રભુ અવતાર; સ્વામી સવિયે० પુષ્પ પૂજા કરી માગો એહ, શીવ સુખ આપો અમર અછેહ: સ્વામી સેવિયે० ॥ ૫ ॥ મુક્તિ રમણીને વરિયા નાથ, શિવ સુખ કેરો અવિહડ સાથ; સ્વામી સેવિયે०

હું પણ માગું એહિજ દાન, કમલ વિજય કહે સુણો ભગવાન।। સ્વામી ઘેવિયે૦ ॥ ૬ ॥ अथ काव्यं ॥

नाणं पहाणं नयचक्कसिद्धं, तत्तत्त्वबोहीक्कमयं पसिद्धं
धरेह चित्तावसए फुरंतं, माणिक्कदीयो वतमो हरंतं. १

ॐ ह्रीँ श्री परम० पर० जन्म० श्रीमते जिनेंद्राय पुश्पाणि यजा महे स्वाहा. इति तृतिय पुष्प पूजा समाप्त.

## અથ ચતુર્થ ધુપ પૂજા ॥ પ્રારંભઃ॥

### દુહા.

મન પર્યવ દુગ ભેદથી, સંજમ ગુણ લહી શુદ્ધ;
ભાવ મનોગત સંજ્ઞીના, જાણે પ્રગટ વિશુદ્ધ. ॥ ૧ ॥
ઘટ એ પુરૂષે ધારિયો, ઇંમ સામાન્ય લહંત;
પ્રાયે વિશેષ વિમુખ લહે, રિજુ મતિ મનહ મુણંત ॥ ૨ ॥
નગર જાતિ કંચન તણો, ધાર્યો ઘટ એહ રૂપ;
ઇંમ વિશેષ મન જાણતો, વિપુલ મતિ અનુરૂપ. ॥ ૩ ॥

### ઢાલ ચોથી.

અભિનવ જ્ઞાન ભણો મુદારે લાલ, એદેશી ॥ મન પર્યવ જ્ઞાન સંપદારે લાલ, દો ભેદે કરિ હોયરે, હું વારિલાલ; જબ અરિહા વ્રત આદરેરે લાલ, વિપુલ મતિ તત્ર હોયરે, હું વારિલાલ; ધૂપ પૂજા જિનની કરોરે લાલ૦ ॥ ૧ ॥ અઢી દ્વિપમાં વર્તતારે લાલ, સંજ્ઞી પંચેંદ્રી જીવરે, હું વારીલાલ; ભાવ મનોગત તેહનારે લાલ, જાણે સર્વ સદૈવરે, હું વારીલાલ; ધૂપ પુજા જિનની કરોરે લાલ૦ ॥૨॥ અઢી આંગુલ ઓછું સહીરે લાલ, રિજુમતિ અણગારરે, હું વારિ-

લાલ; મનુષ્ય ક્ષેત્રે જાણે સહિરે લાલ, સામાન્યથી નિરાધારરે હું વારિલાલ; ધૂપ પુજા જિનની કરોરે લાલ૦ ॥ ૩ ॥ લોકાંતિક પ્રતિબોધથીરે લાલ, દિક્ષા અવસર જાણીરે હું વારિલાલ; ઉત્તમ સંજમ આદરેરે લાલ, વર્ધમાન ગુણ ખાણીરે, હું વારીલાલ; ધૂપ પુજા જિનની કરોરે લાલ૦ ॥૪॥ ધુપ પુજા કારને દહેરે લાલ, કર્મ આવરણની જાલરે, હું વારિલાલ; મુક્તિ વિજય પદ પામશોરે લાલ, ટાલી સર્વ જંજાલરે, હું વારીલાલ; ધુપ પુજા જિનની કરોરે લાલ ॥૫॥ अथ काव्यं ॥ नाणं पहाणं नयचक्कसिद्धं, तत्तव्वबोहीक्कमयं पसिद्धं धरेह चित्तावसए फुरंतं, माणिक्कदीयो वत्त मोहरंतं. ॐ ह्रीँ श्रीँ परम० पर० जन्म० श्रीमते जिनेंद्राय, धूपं यजा महे स्वाहा. इति चतुर्थी धुप पुजा समाप्त.

## અથ પંચમી દીપક પૂજા પ્રારંભ.

### દુહા.

બહિરાતમ ત્યાગે કરી, અંતર આતમ રૂપ;
અનુભવી જે પરમાત્મા, ભેદ એકજ ચિદ્રુપ. ॥૧॥

પુરૂષોત્તમ પરમેશ્વરૂં, પરમાનંદ ઉપયોગ;
જાણે દેખે સર્વને, સ્વરૂપ રમણ સુખ ભોગ. ॥૨॥

ગુણ પર્યાય અનંતતા, જાણે સઘલા દ્રવ્ય;
કેવલ જ્ઞાન દિવા કરૂ, ભાષિત ભવ્યા ભવ્ય. ॥૩॥

અલોક અનંતો લોકમાં, થાપે જેહ સમથ્થ;
આતમ એક પ્રદેશમાં, વીર્ય અનંત પસથ્થ. ॥૪॥

કેવલ દંસણ નાણનો, ચિદાનંદ ઘન તેજ;
જ્ઞાન પંચમી દિન પૂજિયે, વિજય લક્ષ્મી શુભ હેજ. ॥૫॥

## ઢાલ પાંચમી.

દીપક દીપતોરે લોકાલોક પ્રમાણ, એહવો દીવડોરે પ્રગટે પદ નિરવાણ૦ એ આંકણી ॥ ક્ષાયક ભાવની લબ્ધી પ્રગટે, ઉપન્યું કેવલ નાણ; કેવલ દર્શન સમય અંતરે, ભાખે જિનવર ભાણ; દીપક દીપતોરે લોકાલોક પ્રમાણ૦ ॥૧॥ ત્રણ લોકના ભાવ તે જાણે, જાણે લોકાલોક; અક્ષય અવ્યાબાધ અરૂપી, મોક્ષ તણા આ લોક; દીપ૦ ॥ ૨ ॥ છતી પર્યાયા જ્ઞાન તણા જે, તે તો નવિ બદલાય; જ્ઞેયની નવી નવી વર્તના જે, સમયમાં સવિ તે જણાય; દીપક૦ ॥ ૩ ॥ કેવલ જ્ઞાન દિવાકર સ્વામી, વર્ધમાન જિનરાય; દીપક પૂજા તેહની કરતાં, જગ દીપક પ્રકટાય; દીપક૦ ॥૪॥ મુક્તિ વિજય પદ વરિયા જિનજી, પામ્યા પરમાનંદ; કમલવિજય તસ પૂજા કરતાં, વરિયે પદ મહાનંદ, દીપક૦ ॥ ૫ ॥ काव्य ॥

नाणं पहाणं नयचक्कसिद्धं तत्तव्वबोहीकमयं पसिद्धं
धरेह चित्तावसए फुरंतं, माणिक्कदीयो वत मोहरंतं १

उँ ह्रीँ श्रीँ परम० पर० जन्म० श्रीमते जिनेंद्राय दीपं यजामहे स्वाहा. इति पंचमी दीप पूजा समाप्त.

## અથ ષષ્ટી અક્ષત પૂજા પ્રારંભ.

### દુહા.

દર્શના વરણના ક્ષય થકી, દર્શન કેવલ થાય;
અવધિ ક્ષય ઉપશમ થકી. અવધિ દર્શન થાય. ॥૧॥
ચક્ષુ અચક્ષુ આવરણના, ક્ષય ઉપશમ જો થાય;

ચક્ષુ અચક્ષુ દર્શન હોવે, ઇમ ચઉભેદ કહાય. ॥૨॥
વલી દર્શન સમક્તિ તણા, સડસઠ ભેદ ઉદાર;
વરણુવિયા બહુ ગ્રંથમાં, સમ્યગ દર્શન ધાર. ॥૩॥

## ઢાલ છઠી દર્શન પદ પૂજા.

નમોરે નમો શ્રી શત્રુજય ગીરીવર૦ એ દેશી૦ શ્રી દર્શન પદ પામે પ્રાણી, દર્શન મોહની દૂરરે, કેવલી દીઠું તે મીઠું માને, શ્રદ્ધા સકલગુણ પૂરરે; પ્રભુજી સુખકર સમકિત દીજે, દર્શન મોહની દૂરરે૦ એ આંકણી૦ ॥૧॥ ઉપશમ, ક્ષય ઉપશમને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારે; શ્રદ્ધા પરણુતિ આતમ કેરી, નમિયે વારંવારરે; પ્રભુજી૦ ॥ ૨ ॥ પંચવાર ઉપશમિક લહિજે, ક્ષય ઉપશમીય અસંખ્યરે, એક વાર ક્ષાયક જે સમકિત, કરે ભવ ભ્રમણુનો અંતરે; પ્રભુજી૦ ॥ ૩ ॥ સાત પ્રકૃતી ઉપશમ કરિને, ઉપશમ સમકિતી થાયરે, સમકિત મિશ્રને મિથ્યાત્વ મોહની, અનુંતાનુ બંધિ કષાયરે; પ્રભુજી૦ ॥ ૪ ॥ સાત પ્રકૃતીનો ક્ષય કરિને, ક્ષાયક સમકિતી થાયરે, ક્ષય ઉપશમ પ્રદેશથી વેદે, સાત પ્રકૃતીને ભાયરેઃ પ્રભુજી૦ ॥ ૫ ॥ તે દર્શન પદ પામ્યા જિનજી, વર્ધમાન જિનરાયરે, તે પ્રભુ અક્ષત પૂજા કરતાં, અક્ષય સુખડાં થાયરે; પ્રભુજી૦ ॥ ૬ ॥ જિન ઉત્તમ પદ ધ્યાન ધરંતા, મુક્તિ વિજય સુખ થાયરે; કમલ વિજય તસ ચરણની સેવા કરતાં મન હરખાયરે; પ્રભુજી૦ ॥ ૭ ॥ ॥ काव्यं ॥

नाणं पहाणं नयचक्कसिद्धं, तत्त्वबोहीक्कमयं पसिद्धं धरेह चित्तावसए फुरंतं, माणिक्कदीयोवत मोहरंतं. १ उँ ह्रीँ श्री परम० पर० जन्म० श्रीमते जिनेंद्राय, अक्षतं यजा महे स्वाहा. इति श्री षष्टी पूजा समाप्त.

## અથ સપ્તમી નૈવેદ્ય પૂજા પ્રારંભઃ

॥ દુહા ॥

રત્નત્રય વિણુ સાધના, નિષ્ફલ કહિ સદૈવ;
ભાવરયણનું નિધાન છે, જય જય સંજમ જીવ. ॥ ૧ ॥

### ઢાલ સાતમી ચારિત્ર પદની.

ચારિત્ર પદ શુભ ચિત્ત વસ્યું, એ દેશી એ આંકણી. ચારિત્ર ગુણુ હવે વરણવું, જે સઘલા હો નયનો ઉદ્ધાર; આઠ કરમ ચય રિક્ત કરે, નિરૂત્તે હો ભાખ્યું નિરધાર; ચારીત્ર પદ ॥ ૧ ॥ ચારિત્ર મોહની ક્ષય થકી, દેશ વીરતી હો સર્વ વિરતી થાય; આઠ કષાય નિવારીને, દેશ વિરતી હો શ્રાવક પરખાય; ચારિત્ર પદ ॥૨॥ બાર કષાયનો ક્ષય કરે, સર્વ વિરતી હો ગુણુ પ્રકટે જાસ; દેશથી સર્વ સંજમ ગ્રહે, અનંત ગુણી હો વિશુદ્ધિ સમાસ; ચારિત્ર પદ ॥ ૩ ॥ સંજમ ગુણ ફરસ્યા વિના, તત્વ રમણતા હો નવિ આવે લગાર; ગજ પાખર ખર નવિ વહે, એહની ગુરૂતા હો આતમમાં વિચાર; ચારીત્ર પદ ॥ ૪ ॥ વર્ષ સંજમના પર્યાયમાં, અનુત્તરના હો સુખ અતિક્રમ થાય; શુકલ શુકલ પરિણામથી, ચારિત્રથી હો ક્ષણમાં સિદ્ધિ જાય; ચારિત્ર પદ. ॥ ૫ ॥ સાતમી નૈવદ્ય પૂજના નિત્ય કરતાં હો પાપ દુર પલાય, કમલ વિજય સુખ સંપદા; નિત્ય લહિયે હો; પ્રભુ ભક્તિ પસાય ચારીત્ર પદ શુભ ચિત વસ્યું૦ ॥ કાવ્યં ॥

सुसंवरं मोह निरोध सारं, पंचप्पयारं विगमाईयारं,
मूलोत्तराणेग गुणपवित्तं, पालेहनिच्चं पिहुसच्चरित्तं. १
ए काव्य बंन्ने पूजामां कहेवो. ॥
ॐ ह्रीँ श्रीँ परम० पर० जन्म० श्रीमते जिनेंद्राय नैवेद्यं

यजा महे स्वाहा. इति सप्तमी नैवेद्य पुजा समाप्त. ॥

# અથ અષ્ટમી ફુલ પૂજા ॥ પ્રારંભ ॥

## દુહા.

શુદ્ધાતમ ગુણમાં રમે, તજી ઇંદ્રિય આશંસ;
થીર સમાધિ સંતોષમાં, જય જય સંજમ વંશ. ॥ ૧ ॥

## ઢાલ આઠમી ચારિત્ર પદની.

દેશ વિરતિને સર્વ વિરતિ જે, ગ્રહી યતીને અભિરામ; તે ચારિત્ર જગત જયવંતુ, કીજે તાસ પ્રણામરે ભવિકા સિદ્ધ ચક્ર પદ વંદો; જીમ ચિરકાલે આનંદોરે ભવિકા સિદ્ધ ચક્ર પદ વંદો. એ આંકણી ॥ ૧ ॥ તૃણ પરે જે ષટ્ ખંડ સુખ છંડી, ચક્રવર્તી પણ વરિયો; તે ચારિત્ર અક્ષય સુખ કારણ, તે મેં મનમાં ધરિયોરે; ભવિકા૦ સિ૦ ॥૨॥ હું આ રાંક પણ જેહ આદરી, પૂજિત ઇંદ્ર નરિંદ અશરણ શરણ; ચરણ તે વંદુ, પુર્યું ગ્નાન આનંદેરે; ભવિકા૦ સિ૦ ॥ ૩ ॥ બાર માસ પર્યાયે જેહને, અનુતર સુખ અતિક્રમિયે; શુકલ શુકલ અભિ જાત્ય તે ઉપરે, તે ચારિત્રને નમિયેરે; ભવિકા૦ સિ૦ ॥ ૪ ॥ ચય તે આઠ કરમનો, સંચય રિકત કરેજે તેહ; ચારિત્ર નામ નિરૂત્તે ભાખ્યું, તે વંદુ ગુણ ગેહરે; ભવિકા૦ સિ૦ ॥૫॥ ઇમ નવ પદ થુણતો તિહાલીનો, હુઓ તન્મય શ્રીપાલ; સુજસ વિલાસે ચોથે ખંડે, એહ અગ્યારમી ઢાલરે; ભવિકા૦ સિ૦ ॥ ૬ ॥ જાણો ચારિત્ર તે આતમા, નિજ સ્વભાવમાં રમતોરે, લેશ્યા શુદ્ધ અલંકર્યો; એહ વને નવિ ભમતોરે, વીર જિનેશ્વર ઉપદિશે૦ ॥૭॥ તુમે સાંભલજો

ચિત લાઇરે, આતમ ધ્યાને આતમાં; રિધિમિલે સવી આઇરે વીર જિનેશ્વર ઉપદિશે૦ ॥ ૮ ॥ काव्य ॥

**सुसंवर मोह निरोध सारं, पंचप्पयारं पिगमाईयारं, मूलोत्तरा- णेग गुण पवित्तं, पालेहनिच्चं पिहसच्चरितं. १ ॐ ह्रीँ श्रीँ प- रम० पर० जन्म० श्रीमते जिनेंद्राय फलं यजा महे स्वाहा, इति श्री अष्टमी फल पुजा समाप्त.**

## અથ કલસ.

ગાયો ગાયોરે, મહાવીર જિનેશ્વર ગાયો; રત્નત્રયીની પૂજા રચતાં, દિન દિન હર્ષ સવાયોરે; મહાવીર જિનેશ્વર ગાયો, ॥ ૧ ॥ શ્રી વિજયસિંહ સુરીશ્વર કેરા, સત્યવિજય સત્ય પાયો; કપુર વિજય તસ ખીમા વિજય શિષ, જિન વિજયો મુની રાયોરે; મહાવીર. ॥ ૨ ॥ ઉત્તમ પદ્મના રૂપ વિજય વલી, કિર્તી કસ્તુર ધ્યાયો; મણી વિજય ગણી પદવી ધારક, બુધીવિજય સુહાયોરે; મહાવીર. ॥ ૩ ॥ મુકિત વિજય ગણી ( મુલચંદજી ), નામ અપર તસ ધ્યાયો; કમલ વિજય તસ ચરણ સેવાથી, પંન્યાસ પદવી પાયોરે; મહાવીર. ॥ ૪ ॥ ચેવલા નગરે કરી ચોમાસું, જૈન શાસન દીપાવ્યો; લાભ વિજય મુની પ્રેમ વિજયના, આગ્રહથી વિર ચાયોરે; મહાવીર. ॥ ૫ ॥ દશા શ્રીમાલી ભાકચંદ સુત, સુમતિ લાલ કહાયો; બાલચંદ સુત વીરચંદ વલી, શાસન રાગ સવાયોરે; મહાવીર. ॥ ૬ ॥ દક્ષીણ દેશે પાબલ નગરે, એ અધિકાર રચાયો ઓગણીશે સીતેરના વરષે. ચૈત્ર માસ સુહાયોરે; મહાવીર. ॥ ૭ ॥ પાબલ ગામમાં પદ્મ પ્રભુજી,યાત્રા કરી સખ પાયો; પંડિત કમલવિજય પ્રભુ ધ્યાને,

વાંછિત દાય સહાયોરે; મહાવીર. ॥૮॥ શ્રી વિજયચંદ્ર સુરીશ્વર રાજ્યે, તપગચ્છ કેરા રાયો; વિક્રમાદિત્યના સંવત્સરમાં, એ અધિકાર બનાયોરે; મહાવીર જિનેશ્વર ગાયો. ॥૯॥ સંપૂર્ણ.

इति श्री पंन्यास कमल विजय गणी विरचितं श्री अष्ट-प्रकारी पुजा समाप्त लिखि देश दक्षीणे श्री पुना नगरे.



# श्रीमूलचन्द्रमहात्मनः स्तोत्रम् ।

(१)

" अमात्रकारुण्यपदाय सर्ववित् पथप्रकाशप्रवणाय धीग्ते ।
विरक्तमार्गाऽऽचरणप्रचारिणे श्रीमूलचन्द्राय महात्मने नमः " ॥

જેનું પરિમાણ ન થઇ શકે એવી કરૂણાના સ્થાનભૂત, સર્વજ્ઞ માર્ગને પ્રકાશ કરવામાં પ્રવીણ, શાસ્ત્રોનાં ગંભીર રહસ્યોના જાણનાર અને વૈરાગ્ય માર્ગની પ્રવૃત્તિનો પ્રચાર કરનાર એવા મહાત્મા શ્રી મૂલચન્દ્રજી મહારાજને નમસ્કાર થાઓ.

(२)

"प्रतापपुर्णस्य मुखस्य यस्याऽभवत् प्रभावोऽखिलसाधुवर्गे ।
तमष्टमीचन्द्रललाटपट्टं श्रीमुलचन्द्रं श्रमणं नमामि " ॥

જેના પ્રતાપપૂર્ણ મુખનો પ્રભાવ સર્વ મુનિમંડલ ઉપર પડતો હતો. અને જેનું લલાટપટ્ટ (કપાલ) અષ્ટમીના ચન્દ્ર સમાન ઝળ-કયા કરતું હતું એવા મૂલચન્દ્ર શ્રમણને હું નમું છું.

(३)

"महामुनीन्द्रा अपि यत्पदाम्बुजे शिरः स्वकीयं विनमय्य भक्तितः।
सेवां विधातुं समुदं ययाचिरे स मुलचन्द्रः खलु कीदृशो भवेत्?॥

જેના ચરણ કમલમાં મ્હોટા મુનીશ્વરો પણ ભક્તિપૂર્વક પોતા-

નું મસ્તક નમાવી સેવાનો લાભ લેવા હર્ષયુક્ત પ્રાર્થના કરતા હતા એ મૂલચન્દ્ર મહાત્મા કેવા હશે ?

(૪)

"एकान्तशीतेन कलङ्किना चेन्दुनोपमेयो नहि मुलचन्द्रः ।
तमोवशीभुत–नितान्ततीव्रः सूर्योऽप्यहो ! नाश्नुति तस्य कोटिम्"॥

એકાન્ત ઠંડા–તદ્દન ઠંડા અને કલંકયુક્ત એવા ચન્દ્રની ઉપમાને મહાત્મા મૂલચન્દ્રજી યોગ્ય નથી. તેમજ તમ (રાહુ) ને વશીભૂત અને અત્યન્ત ગરમ એવો સૂર્ય પણ તમો ગુણુરહિત અથવા અજ્ઞાનતાથી મુક્ત, અને પ્રશાન્તરસમાં ઝીલતા એવા તે મહાત્માની કોટિને ન પહુંચી શકે.

(૫)

"विभीषणं गर्जति तत्र जातुचिद् मृगेश्वरेणोपमिते महात्मनि ।
न कोऽप्यहो ! कीदृगपि प्रकष्टधीः शशाक किञ्चिद् वदितुं तदग्रतः"॥

સિંહ જેવા તે મહાત્મા જ્યારે કદાચિત્ (પ્રસંગ ઉપર) ઉગ્ર ગર્જના કરતા, ત્યારે કોઇ પણ–ગમે તેવો પ્રખર બુદ્ધિમાન પણ તેની આગળ જઇ કંઇ બોલવાને હિમ્મત ન ધરી શકતો.

(૬)

"शरत्सुधादीधितिसुन्दरं यन्महाव्रतं सर्वनृणां मनस्सु ।
अजीजनत् सम्मदपुरमुच्चैः स मुलचन्द्रो हृदि नः सदा स्तात्"॥

જે મહાત્માનું શરદ ઋતુના ચંદ્રની જેમ સુંદર એવું મહાવ્રત–(એવાં મહાવ્રતો) સર્વ મનુષ્યોના હૃદયોમાં ખુબ હર્ષના પ્રવાહને

ઉત્પન્ન કરતું હતું એ મહાત્મા મૂલચન્દ્રજી અમારા હૃદયમાં હમેશાં સ્થિત હો.

(૭)

"यो जनसङ्घे गगने दिनेशो यः सार्वभौमः खलु जैनराज्ये ।
मुनीश्वरं तं स्तुतिवर्त्म नेतुं जिह्वासहस्रं नहि मे विषादः" ॥

જેઓ, જૈન સંઘરૂપ આકાશમાં ખરેખર સૂર્યના સમાન હતા. જેઓ, જૈન–જાતિના રાજ્યમાં એક ચક્રવર્તી સમાન હતા તે મહાત્માને સ્તુતિના માર્ગમાં મૂકવા–ખેદ છે કે–મારી પાસે હજાર જીભ નથી.

(૮)

"असौ महात्मा गतवान् दृशो नस्तद्दर्शनेच्छाविधुरा वयं स्मः ।
न सह्यते तस्य वियोगदुःखं तथापि किं कुर्म उपायहीनाः" ॥

એ મહાત્મા આપણી દૃષ્ટિથી વિદાય થઇ ગયા છે. એઓના દર્શનની ઉત્કંઠાથી આપણે વિહ્વલ છીએ. એઓના વિયોગનું દુઃખ સહન થાય તેમ નથી; પરન્તુ જ્યાં ઉપાય ન હોય ત્યાં કરિયે શું?

ખેર, હવે વિષાદ (ખેદ) કરવાથી શું? તેઓના નિર્મલ યશરૂપ શરીરને જોઇ પ્રસન્નતા કરી લો.

"अलं विषादैः क्रियतां प्रसन्नता दृष्ट्वा तदीयं विमलं यशोवपुः ।
तन्नामयुक्तं किमपि प्रणीयतां कार्यं महद् भक्तिविकासलक्षणम्" ॥

ખરૂં તો એ છે કે તેઓશ્રીના નામયુક્ત કાંઇ મ્હોટું કામ કરવું જોઇએ અને એજ તેઓના ઉપરની ભક્તિના વિકાસ થયાનું લક્ષણ છે.

# એક મહાન પુરૂષનું સ્વર્ગગમન.

માગશર વદ ૬ ને સોમવારનો દીવસ જૈન સમુદાયના સંબંધમાં અત્યંત દીલગીરીકારક બતાવવાને માટે નોંધવા લાયક બન્યો છે આજે જૈનસમુદાયમાંથી એક સ્તંભ તુટી પડયો ? જૈન સાસનો ન્નતિકારક જનોમાં એક મહાન પુરૂષની ખોટ પડી ? મુનીમંડળમાંથી ચંદ્ર અદરય થયો. ચતુર્વિધ સંઘમાંથી સુર્ય સદશ તેજસ્વી પુરૂષનો અસ્ત થયો. જૈનમંડળને વિષે પ્રકાશતા તારાઓમાંથી તીવ્ર પ્રકાશિત તારો ખરી પડયો ? આજે કાળ ? અરેરે ? ત્રિકાળકાળ ? ગચ્છાધિપતિ ઊપર ચઢાઇ કરી–ફતેહ મેળવી. દેવલોક પ્રત્યે લઇ ગયો?

ગચ્છનાયક ગણિજી મહારાજ શ્રીમન્ મુળચંદજી (મુક્તિવિજયજી) ગત ચતુર્માસ ઊત્તમોતમ તીર્થભુમી–પાલીતાણામાં–રહ્યા હતા. ગમન શક્તિ મંદ થઇ ગઇ હતી તેથી કેટલાક વર્ષથી તેઓ અમદાવાદ હતા; પરંતુ મહાન પુરૂષના ભાગ્યોદયનીજ બલીહારી છે ? અંતાવસ્થાએ જાણે–સિધ્ધગીરીનો–શ્રેષ્ટ તીર્થનો વિરહ નજ રહેવાનો હોય તેમ મહત્ પ્રયાસે અલ્પભૂમીનો વિહાર કરી કરીને ગયા વર્ષની હેમંત ઋતુમાંજ પાલીતાણે પધાર્યા હતા ચતુર્માસમાં તેઓને કાંઇ પણ બાધા ન હતી. ચતુર્માસ વ્યતિત થયા પછી જેઓ સાહેબને પગે કાંઇ વ્યાધિ જણાયો પુદ્ગળ ઊપર મુર્છા કમતી–સહન શક્તિ જાસ્તી તેથી તેની કાંઇ દરકાર કરી નહીં પરંતુ જયાં ત્યાંથી અશુભ કર્મ રાજાના સૈન્યનો નાશ કરેલો તેથી જાણે તે વેર લેવા આવ્યો હોય જાણે અંતાવસ્થા અગાઊ સઘળા અશુભ કર્મ ક્ષય થઇ જવાના હોય–તેમ વળી છાતીમાં વ્યાધી પેદા થયો થોડા દીવસમાં તો વ્યા-

સીથી ઘેરાયા. છેવટે માગશર વદ ૩ ને દીવસે તેઓ સાહેબને ભાવનગર લાવ્યા. આવતા સુધી આરામ થવાની સંપુર્ણ આશા હતી. સારા સારા વૈદ્યો અને હુશીયાર ડાગતરોને બોલાવવામાં આવ્યા અને ઔષધોપચાર શરૂ થયા.

શરૂઆતમાં સારા ચિન્હો જણાયા. ભક્તીવાન જનોની મહેનત સફળ થવાની આશાઓ બંધાઇ. પરંતુ મનુષ્યનું ધાર્યું શું થાય છે મનુષ્ય ધારે કાંઇ અને બને કાંઇ, કાળની અકળ ગતિ છે, પાંચમની રાત્રીએ વ્યાધીએ ભયંકર રૂપ પકડેલું જણાયું. તેઓ સાહેબને પોતાની અંતાવસ્થા જણાઇ પ્રાતઃકાળ થતાંજ વૈદ્ય અને ડાકરોને લાવવાને દોડાદોડ થઇ તેઓએ પોતે પ્રાપ્ત કરેલા જ્ઞાનનો તનમનથી ઉપયોગ કરવા માંડયો. પરંતુ મધ્યાનહે. તેઓ સંપુર્ણ નીરાશ થયા બે વાગ્યા. મુની માહારાજ શ્રી વૃધીચંદજી, ઝવેરસાગરજી, લબ્ધીવિજયજી, ગંભીર વિજયજી, ગુણવિજયજી આદી ૨૨ સાધુઓ જેઓ પોતાના નાયક–ઉપદેષ્ટ–વડીલ–ગુરૂની સેવામાં હતા. તેઓ સર્વ સમીપે આવ્યા. કાળ આવશે તો બોધ પામીને–તેઓના તેજમાં અંજાઇને નાશી જશે એવો દેખાવ થઇ રહ્યો. પરંતુ મનુષ્ય કોણ માત્ર ? ચક્રવર્તી–છત્રપતી–અથવા ધનપતી. સાધુ, મુનિ અથવા ધર્માચાર્ય અથવા ગમે તેવો પ્રભાવિક હોય. પરંતુ સમય આવ્યે કાળ પોતાનું વિકાળ કૃત્ય જારી રાખ્યો કરી ચાલ્યો ગયો છે અંતે દેવાંશી મૂર્તિ કરમાવા લાગી ? મૂનીજનોએ પરમેષ્ટી મંત્રના–નવકાર મંત્રના અરિહંતાદી પવિત્ર શબ્દોના ઉચ્ચારણ કર્યા ? પાત્ર ભૂમિકાના નામો રચાર થયા ? કષ્ટ સહન કરી, અશુભ કર્મનો ક્ષય કરી, ઉન્નત સ્થીતિનો પામનાર વીરપુરૂષોના દૃષ્ટાંત દેવાયા ?

સઘળું શાંત થઇ ગયું ? મૂનિજનોના શ્રાદ્ધજનોના ચહેરા ઉદાસ જણાયા ? પવિત્ર મૂર્તિ કરમાણી ? અને ત્રણુને વાશ્ચ મિનીટે આ અસ્થીર દેહનો ભરૂંસો શું—જડ પદાર્થની સાથે મિત્રાઇ શી—એમ ધારીને તેઓ સાહેબનો અમર આત્મા દેહથી નિમુક્ત થયો ? ?

મુનીજનો નિરાશ ચહેરે સમીપના બીજા ઓરડામાં બેઠા, શ્રાવકો વજાહત જેવા થયા. જાણે યોગ વિદ્યાનું ધ્યાન કરતા હોય, અપૂર્વ પ્રાણાયામનો અભ્યાસ કરતા હોય, ગુરૂતર સુખની સિદ્ધીને અર્થે કાઉસગ કરતા હોય તેમ એ ભવ્ય પુરૂષની કરમાયેલી પણ મનહર છબી જણાવા લાગી.

ધીમા ધીમાપણુ આર્તસ્વરો સંભળાયા, ધર્મસ્થાન—આનંદસ્થાન—શોક સ્થાન શુન્યસ્થાન જેવું જણાયું અને અરેરે ? આજે મૂનિઓનું વિશ્રામ વૃક્ષ ભાગી પડયું ? સાધુજનોનો આધાર તુટી પડયો ? સદ્દગુણ રત્નનો ઢગલો વેરાઇ ગયો ? ઉત્તમોત્તમ શિક્ષણુની પરીપાટીથી અજ્ઞાનીને જ્ઞાની, નિર્ગુણીને ગુણી, અધર્મીને ધર્મી, અને અવિદ્વાનને વિદ્વાન, કરનાર દયાળુ સદ્દગુરૂનો અભાવ થયો ? સકળલોકને અનુગ્રહ કરનાર પરોપકારી માહાત્માની ખોટ પડી ? હવે અમને મિષ્ટ વચનોથી શાસ્ત્રનો બોધ કોણુ આપશે ? અમૃતતુલ્ય દેશનાની ધારાથી સમકિત રૂપી જળનું પાન કોણુ કરાવશે ? શૈલી વિરૂધ્ધ બોલશું તો અમારા એ દૂષણુનો ત્યાગ હિતકારી સમજણુ આપીને કોણુ કરાવશે ? મુની વૃક્ષને ચારીત્રની સિધ્ધીને અર્થે બોધરૂપી જળનું સીંચન કોણુ કરશે ? પિતાતુલ્ય અનુકંપાથી શિષ્યનું આશ્વાસન કોણુ કરશે ? અજ્ઞાનરૂપી તીમીરથી અંધ અનેલા જડ જેવાને પણુ મહામહા યત્નથી પોપટની પેઠે હવે કોણુ અધ્યન

કરાવશે ? અસદ્ માર્ગે પ્રવત થએલાને સદ્માર્ગ કોણ બતાવશે આજેજ અમારી અલ્પ પુણ્યતા પ્રગટ થઇ જેથી દૈવે કરતલમાં પ્રાપ્ત થયેલું ગુરુ રત્ન છીનવી લીધું ? હવે એવા દીવ્ય પુરૂષના દર્શન સ્વપ્નમાં પણ દુર્લભ થયા ? એવા—મુનિયોના શ્રાવકજનોના મંદ સ્વરથી નાકળતા દુઃશ્રવણ શોકાંતર ગત વચનો સંભળાવા લાગ્યાં. બીજું કાંઇ પણ સંભળાતું નહતું. સુર્યપણ આ શોકમય દેખાવથી દિલગીર થયો હોય તેમ અસ્તાચળ ઉપર ગયો ?

તરતજ શહેરમાં ચોતરફ આ દુઃખકારક સમાચાર પ્રસર્યા સઘળા શ્રાવકોએ દુઃખિત રહો દુકાનો બંધ કરી અને પુર્વ સમયે દેવતાઓએ તીર્થંકર મહારાજા અને મુનિ મહારાજાના નિર્વાણ સમયે જેવી ભક્તિ કરેલી તેને અનુસરતા ભક્તિના સાધનો શરૂ કર્યા. સુંદર સોનેરી વસ્ત્રથી આચ્છાદિત શિબિકા બનાવવામાં આવી. પ્રાતઃ-કાળ થયા અગાઉ તો બાળકથી વૃદ્ધ પર્યંત બે સુમાર શ્રાવક ભાઇઓ ઉપાશ્રય પાસે એકત્ર થઇ ગયા. સાતમની સવારના આઠ વાગે એ દિવ્ય પુરૂષના પ્રાણુ રહીત દેહને શિબિકામાં પધરાવી દહન ક્રિયાને અર્થે લઇ જવામાં આવ્યું. જાણે મોહ રાજાને વશ કરવા કોઇ અપૂર્વ મંત્રનું સ્મરણ કરતા હોય અથવા ધ્યાન કરતા હોય એવા નિર્વિકાર વદનથી સમાધિસ્થ બેઠેલા મુનિમાહારાજા મોહરાજા-ની સાથે યુદ્ધ કરવા સૈન્ય સહીત પ્રયાણ કરતા હોય તેવો દેખાવ થઇ રહ્યો, પોતાના શરીર ઉપર એ પવિત્ર દેહને વહન કરવા માટે હજારો ભક્તજનો શિબિકાની આસપાસ ફરી વળ્યા. શહેરમાં સર્વત્ર શોક પ્રસરી ગયો અને " આજે જૈનના મોટા આચાર્યે કાળ કર્યો છે " એવા વચનો બોલતા હજારો અન્ય દર્શનીઓએ માહાત્મા

પુરૂષની ઋબા દર્શનાર્થે ચારે બાજુના જે રસ્તાની રોકેલી એવે રસ્તે શિ... લઇ જવામાં આવી.

અ... તેઓએ મોહની કર્મનો નાશ કરેલો તેથી રડાપીટ વીગેરે પાપ કર્મ ઉપાર્જન કરાવનાર મોહ કૃત્યો જણાતા નહોતાં પરંતુ "જ...ય નંદા જયજય ભદ્રા" એવા પવિત્ર શબ્દો હજારો શોકાર્ત વ...માંથી નીકળતા હતા. પવિત્ર દેહને દહન કરવા સ્મશાન નહીં ...તુ દાદા સાહેબની પવિત્ર જગ્યાએ લઇ જવામાં આવ્યો. ત્યાં શુદ્ધ જગ્યાએ ચંદનમય રચવામાં આવી તે ઉપર સશોક ચરેરે શિબિકા પધરાવી દહન ક્રીયા કરવામાં આવી. તે દીવસે સર્વ શ્રાવકોએ વ્યાપારનો આશ્રવ કર્મનો ત્યાગ કર્યો. ઘણા જીવોને અભયદાન દેવાયા જીન મંદીરમાં સુશોભિત આંગી વીગેરે ઘણા ધર્મ કૃત્યો થયા શહેરમાં અણોજો પળાયો પશુઓને ઘાસ ચારો, ગરીબોને દાણા વીગેરે અનુકંપા દાન દેવાયા. પાછલે પોહોરે ત્રણ વાગે દહન ક્રીયા પૂર્ણ કરી દીલગીરી યુક્ત વદને સર્વે શ્રાવકો ઉપાશ્રયે આવ્યા ત્યાં મુનિમાહારાજ શ્રીમન્ વૃધીચંદજીએ શાંત્યર્થે માનદેવ સૂરીકૃત લઘુશાંતિ સંભળાવી હતી.

ગણિજી માહારાજનો જન્મ પંજાબ દેશમાં શ્યાલકેટ નગર મધ્યે સંવત ૧૮૮૯ માં થયો હતો. પુત્રના પારણામાંથી જણાય એ કહેવત પ્રમાણે બાળપણથીજ તેઓનામાં એવું વીર્ય હતું કે નીરંતર રમત ગમતમાં સમાન વયના બાળકોમાં અધીકારીપણું ભોગવતાં કુટુંબીજનો તે સમયે ઢુંઢક ધર્મના રાગી હતા પંદર વર્ષની ઉમર થઇ ત્યાંથી મનમાં વૈરાગ્ય ઊત્પન્ન થયો અને સંવત ૧૯૦૨ માં સોળ વર્ષની ઉમરે તેજ મતમાં દિક્ષા ગ્રહણ કરી.

મહાન પદ ધારણુ કરનારને માથે ઉત્તમ પુરૂષોનોજ હાથ હોય છે. સત પુરૂષોનોજ તેઓને સંગ થાય છે. માહારાજજીના ગુરૂ બુટેરાયજી માહારાજ પણ તેવા પ્રભાવિક હતા. જન્મ થયા અગાઉ તેઓની માતાને એ બાળક લઘુવયમાં વૈરાગી થશે એવું કોઇ ફકીરે કહ્યું હતું. દિક્ષા ગ્રહણ કર્યા પછી તરતજ શાસ્ત્ર શ્રવણ કરતાં સ્વયંમેવ આ શંકા ઊઠી હતી કે શાસ્ત્રમાં મુહપત્તિ બાંધવાનું કથન નથી અને પ્રતિમા માનવાનું કથન છે માટે શુધ્ધમત આ ધર્મથી વિરક્ત અન્ય હોવો જોઇએ. તે સમયે ઢુંઢક ધર્મનું પરીબળ વિશેશ અને શુધ્ધમતનાં ઊપદેશકોનો અભાવ હોવાથી કેટલાએક વખત સુધી તેજ મતમાં રહી પોતાના મતની પુષ્ટી કરી તેવા વખતમાંજ ગણિજીએ તેઓ સાહેબની પાસે દિક્ષા ગ્રહણ કરી હતી. ૧૯૦૭ માં જ્યારે તેઓએ મુહપત્તિ તોડી શુદ્ધમત અંગીકાર કર્યો ત્યારે મુલચંદજી માહારાજે પણ તેમ કર્યું હતું. તે અરસામાં ઢુંઢીઆઓ તરફથી અનેક જાતના ઊપદ્રવ તેમને થતા. તે ઊપદ્રવ સહન કરવામાં તથા ચરચાવાદ કરી પોતાના મતની સત્યતા સાબીત કરવામાં ગુરૂ માહારાજની સાથે મુળચંદજી માહારાજ પણ હતા. સંવત ૧૯૧૧ માં ત્યાંથી વિહાર કરી ગુજરાતમાં પધાર્યા પ્રથમજ શીધગીરીની યાત્રા કરી પ્રથમ ચોમાસું ભાવનગરમાંજ કર્યું હતું.

સંવત ૧૯૧૨ માં બુટેરાયજી માહારાજે અમદાવાદ જઇ શ્રીમાન્ મણિવીજયજી માહારાજની પાસે તપગચ્છમાં પુનઃદિક્ષાગ્રહણ કરી તે સાથે મુળચંદજી માહારાજે પણ પુનઃ દિક્ષા ગ્રહણ કરી હતી. અને તેઓને માથે ગુરૂ તરીકે બુટેરાયજી માહારાજના નામનો વાસક્ષેપ થયેલ હતો સંપુર્ણ યોગોદ્ વહન કરેલું તપશ્ચર્યાની શક્તિ

અને ગચ્છનાયક પદવીને યોગ્ય સર્વ ગુણો સંપુર્ણ હોવાથી સંવત ૧૯૨૩ માં મણી વીજયજી માહારાજના હાથથી ગણિપદવી તેઓ સાહેબને આપવામાં આવી હતી તે પછી આજ પર્યંત ગુજરાત અને કાઠીયાવાડના ઘણાં શહેરોમાં વીચરી અનેક જીવોને ધર્મ પમાડી મહત્ ઊપકાર કર્યા છે.

સ્વભાવ શાંત અને સહન શીલ હતો. મુનીઓ ઉપર અત્યંત પ્રીતિ ધરાવતા અને તેઓની સંભાળ પણ પીતા તુલ્ય રાખતા. વારંવાર એવા હિતકારક વચનો બોલતા કે તેથી મુનિજનો હર્ષ પામી ચારિત્રને વિષે વધારે દ્રઢ થતા અધ્યન કરાવવામાં તો અદ્વિતીય હતા. સમયને અનુસરીને શાસ્ત્ર જ્ઞાન સંપુર્ણ હતુ. ચરચાને વિષે કોઇ વખત તેઓ જય પતાકા ફરકાવ્યા વગર રહ્યા જ નથી. વસ્તુમાત્ર ઊપર રાગદ્વેષ ગેતરી ગએલો તેથી પોતે ગચ્છનાયક છતાં પોતે સારો કપડો ન રાખતા તેવો હોય તો શિષ્યને આપી આનંદ પમાડતા આહારાદી સર્વ બાબતમાં તેઓનો સ્વભાવ તેવોજ હતો સર્વ પ્રકારે ગચ્છનાયકની પદવીને યોગ્ય સર્વ સદ્દગુણો તેઓનામાં હતા તે સાથે શુભ નામ કર્મનો ઊદય પણ સંપુર્ણ હોવાથી તેઓએ ગચ્છાધિપતિની પદવી ધારણ કર્યા પછી જૈનશાસનની રૂડે પ્રકારે ઊન્નતિ થઇ છે. વળી હાલ તેઓ સાહેબના ગચ્છમાં સુમારે નેવું સાધુનો સમુદાય છે જેવો હમણાના વખતમાં ઘણા વર્ષથી નહતો. તે તેમના શુભ નામના કર્મના ઊદયનું તથા તેમનામાં સંપુર્ણ ગુણ હોવાનું પ્રબળ ચિન્હ છે.

ગણિજીના પરલોક ગમનના સમાચાર તાર અને પોસ્ટદ્વારા દેશ વિદેશમાં પ્રસર્યા દુર રહેલા મુનિ માહારાજના હૃદય દુઃખીત

થયા. જે જે સ્થળે તેઓ સાહેબનો અથવા તેમના ગચ્છના મુનિઓનો વિહાર થયેલો તે સર્વ સ્થળના શ્રાવકોના રદય ભેદાણા મુંબઇ અમદાવાદ ખેડા સીહોર ગોઘા પાલીતાણા મહુવા ઘોલેરા વઢવાણ કૅપ વળા લીંબડી ખેરાળુ મેસાણા કાસુંદરા જંબુસર વંણુથળી આદી ઘણા શહેરોમાં હડતાળ પાળી અણોજો પાળવામાં આવ્યો. અનુકંપા દાન દેવાયા ઘણા જીવોને અભયદાન દેવાયા વિગેરે અનેક ધર્મકૃત્ય થયા. મુનિઓ અને શ્રાવકો તરફથી પરદેશથી સેંકડો પત્રો અપશોશ કારક બનાવની દિલગીરીના આવે છે. એ પ્રમાણે એ માહાત્મા પુરૂષના દેહત્યાગ નથી સંપુર્ણ અપશોશ વર્તાયો.

પરંતુ અપશોશ શું કરવો ? દિલગીરી શું કરવી ? કરૂણા રદય વાળાને શોક શાનો ! અપશોશ, દિલગીરી, શોક, રૂદન વિગેરે શઠ રહ્યના મોહપ્રરીત ચાળા છે. સંસાર અસાર છે. દેહ અસ્થિર છે. પુદગળનો એવો સ્વભાવજ છે તો તેને માટે અપશોશ શું કરવો ? પરંતુ પંચમકાળ દુર્ઘટ છે. આયુષ્ય ચંચળ છે પુદ્દગળનો સડન, પડન, અને વિધ્વંસન એવો સ્વભાવ છે. તેથી તે પ્રમાણે થવાનુંજ જન્મ તેનો નાશ થશેજ. તિર્થંકર, વાસુદેવ, બળદેવ, નરપતિ, સુરપતિ આદિ શ્રેષ્ટ પુરૂષોને પણ સમય આવે કાળને આધીન થવું પડયું છે; પોતાની પણ એજ ગતિ થવાની છે. અચિન્નીત વિપત્તિઓ આવી પડે છે, નિરંતર ધર્મધ્વજ ફરકાવનાર આવા મહંત પુરૂષને પણ કાળ છોડતો નથી. એ સઘળું જાણતા છતાં શ્રેયસ્કર અને પ્રાંતે મોક્ષ સુખને પ્રાપ્ત કરાવનાર ધર્મનો અંગીકાર ન કરતાં મનુષ્ય સંસારમાં મુંઝાઇ મોહરાજા નચાવે તેમ નાચે છે એજ કર્મની વિચિત્રતા છે ? એટલું તો ખરૂં છે કે સત્પુરૂષો જેઓનો જન્મ પરો-

પકાર અને ધર્મોન્નતિ માટે જ છે તેઓનો વિરહ ધર્મજ્ઞ જનોને દુઃખદાયક અને લાગણી ઉત્પન કરતા થાય છે. કારણ કે સત્પુરૂષની વિભુતિ એજ પરને હિતકારી છે. પરંતુ હવે તો આ પરિવર્તિન સંસારની સ્થિતિ એવીજ છે એમ સમજી તેઓના ગચ્છના સર્વે મુનિ મહારાજા અને શ્રાવકોએ એક એક સંપની વિશેશ ઉન્નતિ થાય એવા ઉપાયો કરવા એજ એ મહાત્મા પુરૂષના વિરહથી ઉત્પન્ન થયેલી લાગણીના ખરા ચિન્હ છે.

